# શાસન ગીત

## જય જય શાસન યાન

અશ્વ બળ શ્રદ્ધાનુ ધારી,
ચ૪ ચારિત્ર ને જ્ઞાન,
અંગ પ્રવચન અસ્ખલિત ગતિથી,
સિદ્ધ પહોંચાડે ઠાણ જય૦ ૧

આગમ તીર્થ ભૂમિ વિસ્તારે,
ઉત્તમ માર્ગ પજ્ઞાન,
વિમલાજન તીર્થોદક સાથે,
પથિક લભે પરમાન જય૦ ૨

વિશ્વ દયાના ઘુઘર નાદે,
વ્યાપે મધુરા ગાન,
તત્ત્વવાદ શિખરે તુજ ફરકે,
અનગ વિજય એ ધાણ જય૦ ૩

દુર્લભ અધિરોહણનુ તુજમા,
જાગૃત જીવને માન,
જંબૂ વીર બની તુજ ધરશુ,
સમય સેવામા પ્રાણુ જય૦ ૪



श्री आत्म-कमल-दान-प्रेम-जंबूसूरिजी
जैन कल्याण ग्र थमाला-३२

# પ્રશ્નોત્તર શતવિંશિકા

પૂ પા આગમમજ્ઞ, સુગૃહિતનામધેય, આચાર્ય
દેવ શ્રીમદ્વિજયજબૂસૂરીશ્વરજી મહારાજ

વીર સ ૨૪૮૩] દ્વિતીયાવૃત્તિ ૨૦૦૦ [વિ સ ૨૦૧૩

મૂલ્ય રૂા ૦-૬-૦

પ્રકાશક—
આર્ય જંબૂસ્વામિ જૈન મુક્તાબાઈ
જ્ઞાનમંદિર તરફથી
જયન્તીલાલ બાપુલાલ શાહ
મુ. ડભોઈ (ગુજરાત)

" સવિ જીવ કરૂં શાસન રસી,
એસી ભાવ દયા મન ઉલ્લસી. "

મુદ્રક
જીવણલાલ પુરુષોત્તમદાસ પટેલ
શ્રી ઉત્કૃષ્ટ મુદ્રણાલય
ગાંધીમાર્ગ પુલ નીચે
અમદાવાદ

# નિવેદન

વિ સ ૨૦૧૧-૧૨ મા પૂજ્યપાદ આચાર્ય શ્રીમદ્ વિજયજબૂસૂરીશ્વરજી મહારાજના મહારાષ્ટ્રમા થયેલા અપૂર્વ શાસનપ્રભાવના પૂર્વકના વિહારોમા જુદા જુદા લોકો તરફથી અનેક પ્રકારના પ્રશ્નો થતા હતા અને તે સબધી પુસ્તકોની માગણી પણ થતી હતી, પરન્તુ તે માગણીને સતોષવા માટે પૂ આચાયદેવશ્રીને વિહારો અતિ ઉગ્ર હોવાથી સમયનો અભાવ હતો વિ સ ૧૯૯૭ મા વઢવાણ શહેરના ચાતુર્માસ દરમિયાન તેઓશ્રીએ તૈયાર કરેલી 'પ્રશ્નોત્તર તહોતેરી' ની પુસ્તિકાઓ પણ અમારી સસ્થા પાસે સીલીકમા ન હોવાથી, લોકોની તે માગણીઓને સતોષવાની ભાવના તીવ્ર હોવા છતા તે પૂરી કરી શકાઈ ન હતી

પૂજ્યશ્રીનું વિ સ ૨૦૧૧ નુ ચાતુર્માસ બીજાપુર કર્ણાટક પ્રદેશમા થયુ તેમા પૂજ્યશ્રીના ખાસ ઉપદેશથી શ્રી વધમાન તપ આયબીલ ખાતાની સ્થાપના થતા, શ્રી વર્ધમાન તપ, ચદનબાલાના અટ્ઠમ તપ, શ્રી પર્વાધિરાજના માસક્ષમણાદિ તપો શ્રી ઉપધાન તપ આદિ અનેક તપોની અપૂર્વ આરાધના, તેમ જ મૂલનાયક ભગવાન શ્રી જગવલ્લભ પાર્શ્વનાથ આદિ શ્રી જિનબિમ્બોના અને શ્રી સિદ્ધગિરિરાજ આદિ નવ તીર્થોના નવીન આ સપટોના અઢાર અભિષેકાદિ ઘણી શુભ ક્રિયાઓ થઇ હતી તે સર્વમા કલશ રૂપ શ્રી કુલ્પાકજી મહા તીથનો પૂર્વે નહિ નીકળેલો

એવો છ-રી પાળતો સઘ પૂજ્યશ્રીના ઉપદેશથી બીજાપુરથી નીકળ્યો હતો, તે જોઈને જૈન તેમજ જૈનેતર સર્વ પ્રજા અનુમોદનાપૂર્વક આશ્ચર્યમુગ્ધ બની હતી આ સઘ સાથેના વિહારમા પણ અનેક લોકો જે વિવિધ પ્રશ્નો પૂછતા હતા, તેના સતોષકારક જવાબો આપી પૂજ્યશ્રી સુન્દર સમાધાન કરતા હતા

શ્રી કુલ્પાકજી તીર્થમા વિ સ ૨૦૧૨ ના મહા વદી ૨ ના રોજ સકલ સઘ સાથે પ્રવેશ કરીને, તીર્થમાળા-રોપણ મહોત્સવ વગેરે ઉજવ્યા પછી શ્રી હૈદરાબાદ-સીક દરાબાદના સઘની વિનતિથી પૂજ્યશ્રી ત્યા પધાર્યા હતા ત્યા શ્રીસઘે કરેલ મહોત્સવ દરમિયાન પૂજ્યશ્રીએ, પોતાના અન્તેવાસી શિષ્યરત્ન પૂ મુનિરાજ શ્રી રૈવતવિજયજી મહારાજને શ્રી ભગવતીસૂત્રના ચાલુ યોગમા સૂત્રની અનુજ્ઞા રૂપ ગણીપદ પ્રદાન કર્યું હતું તે શુભ અવસરે શેઠ લક્ષ્મીચદ છલાણીએ દશ છોડનુ મહાન્ ઉદ્યાપન કર્યું બાદ શ્રી છલાણી શેઠ, શ્રી કપુરચદ શ્રીમાલ આદિના ખાસ આગ્રહ વિશેષથી શ્રી ભદ્રાવતી પાર્શ્વનાથ (ભાડુકજી) તથા શ્રી અ તરીક્ષજી તીર્થોની યાત્રાર્થે એ દિશામા પૂજ્યશ્રીનો વિહાર લબાવાયો આ વિહારોમા પણ પૂજ્યશ્રીના પુણ્યપ્રભાવથી સુન્દર શાસનપ્રભાવનાઓ સ્થલે સ્થલે થઈ તે પછી પૂજ્યપાદ પરમ ગુરૂદેવ આચાર્યભગવાન શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજ મુબાઈમા બીરાજમાન હોવાથી, તેઓશ્રીની તાકીદે મુબાઈ આવવાની આજ્ઞાનુસાર પૂજ્યશ્રી ત્યાથી ખૂબ ઉગ્ર વિહાર કરીને વિ સ ૨૦૧૨ ના જેઠ

વદી ૫ ના રોજ દાદરમા બીરાજમાન પૂ ગુરૂદેવની ચરણ સેવામા હાજર થયા ત્યાથી જેઠ વદી ૫ ના રોજ પૂજ્ય શ્રીએ પોતાના પૂ ગુરૂદેવશ્રીની સાથે મુબાઈ-લાલબાગમા ચાતુર્માસાર્થે પ્રવેશ કર્યો ત્યા વ્યાખ્યાનમા શ્રીસઘની વિનતિથી શ્રી જ્ઞાતાસૂત્રની અને પાડવચરિત્રની વાચના રાખવામા આવી હતી ચાતુર્માસમા 'अरिहंत' પદનો જાપ આદિ ઘણી આરાધનાઓ, પૂ મુનિરાજ શ્રી રૈવતવિજયજી ગણિવરની માસક્ષમણની તથા પૂ મુનિરાજ શ્રી મતિધન વિજયજી મહારાજની ઓગણીસ ઉપવાસની વગેરે ઘણી તપશ્ચર્યા થઈ હતી આ નિમિત્તે લાલબાગમા શ્રી શાતિ સ્નાત્રપૂર્વક અઠ્ઠાઇ મહોત્સવ શ્રીસઘે ઉજવ્યો હતો, તેમ જ શ્રાવિકા બ્હેનો તરફથી કરાવેલ શ્રી સિદ્ધચક્ર બ્રહદ્ યત્રપૂજન મહોત્સવ આદિ અનેક પ્રકારની શાસનપ્રભાવનાઓ થઇ હતી

ચાતુર્માસ પૂર્ણ કરીને પૂજ્યશ્રી, દાદરમા થયેલ શ્રી ઉપધાન તપના માલારોપણ મહોત્સવ પ્રસગે દાદર પધાર્યા હતા બાદ ત્યાથી પોતાના પૂ ગુરૂદેવની સાથે, સુરેન્દ્રનગરમા શ્રી વર્ધમાન તપની ૧૦૦ ઓળીઓ કરનારા પૂ તપસ્વી મુનિરાજોના પારણા પ્રસગે સુરેન્દ્રનગરની શ્રીસઘનો ખૂબ આગ્રહપૂર્ણ વિનતિથી સુરેન્દ્રનગર અને તે પછી પૂ આચાર્યભગવન્તની નિશ્રામા શ્રી સખેશ્વરજી મહા તીર્થમા ચાલતા શ્રી ઉપ ધાન તપના માલારોપણ મહોત્સવ પ્રસગે શ્રી શખેશ્વરજી તીર્થ આદિ તરફ વિહાર કરવાનુ અનિવાર્ય કારણ ઉપ સ્થિત થતા, તે તરફ પૂ. આચાર્યભગવન્તે પૂજ્યશ્રી આદિ ૪૩ સાધુઓ સાથે વિહાર કર્યો વિહાર દરમિયાન જુદા જુદા

ગામોને અપૂર્વ લાભ આપી તેઓશ્રી નવસારી પધાર્યા અને ત્યાના શ્રીસઘે ખૂબ ભાવપૂર્વક સામૈયુ કર્યું શેઠ ચુની લાલ જીવણજીએ, પૂ પરમ ગુરૂદેવની ૭૩ વર્ષની ઉંમર અનુસાર રૂપાનાણાથી ગહુલી કરી ભક્તિ સન્માની ત્યાથી પૂ આચાર્યભગવાન વ્યારા સઘના આગ્રહથી વ્યારા તરફ પધાર્યા અને પૂજ્ય આ શ્રી વિજયજબૂસૂરિજી મહારાજ શેઠ મગનલાલ દેવચદને પચાહ્નિકા મહોત્સવ કરવાની ભાવના થવાથી નવસારીમા રોકાયા

આ અવસરે વિ સ ૨૦૧૧-૧૨ ની સાલથી લોકોની ચાલુ રહેલી માગણીને સફલ કરવાનો પ્રસગ પ્રાપ્ત થયો અને અમારી વિનતિથી પૂજ્યશ્રીએ ત્યાની સ્થિરતા દરમ્યાન **'પ્રશ્નોત્તર બ્હોતેરી'**ની આવૃત્તિમા નવા પ્રશ્નોત્તરો ઉમેરી આ **'પ્રશ્નોત્તર શતવિશિકા'** ગ્રથ બનાવી આપ્યો

આ **'પ્રશ્નોત્તર શતવિશિકા'**મા "જૈન કોને કહેવાય ?' જ્ઞાન કેટલા પ્રકારના ?' જ્ઞાનથી થતું આત્મભાન અને ક્રિયાથી પ્રાપ્ત કરાતો કર્મનો ક્ષય તથા તેનાથી થતી મોક્ષની પ્રાપ્તિ મોક્ષમા અનુભવાતા આત્મસ્વરૂપની પ્રતીક સમી શ્રી જિનમૂર્તિની આગમથી સિદ્ધિ-શ્રી જિન પૂજા,-અધ્યાત્મ,-શુભાશુભ નિમિત્તોની અસર અનુકપા, અહિસાની તરતમતા-દયા-દાન" આદિ અનેક પ્રશ્નોને સુન્દર સ્વરૂપે બાલ જીવો સમજી શકે તેવી સરલ અને સહેલી ભાષામા પૂજ્યશ્રીએ સમજાવેલા હોવાથી, આ **'પ્રશ્નોત્તર શતવિશિકા'** દરેક વાચકને જરૂર લાભપ્રદ નિવ ડશે અને મુક્તિમદિરની ચાવી રૂપ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર

પ્રત્યે વાચકોને સુંદર ભાવ પ્રગટ કરશે, એવી અમોને ખાત્રી છે

'પ્રશ્નોત્તર ત્હોતેરી'ની મૂળ આવૃત્તિમાં છપાયેલ શ્રીયુત એમ કે ચોકસી અંકલેશ્વરવાળાની લખેલી પ્રસ્તાવના તથા પરિશિષ્ટમાં મૂકેલ શ્રીયુત વાડીલાલ ચુનીલાલનો લેખ, સ્વર્ગસ્થ આચાર્ય શ્રી સાગરાનંદસૂરિજી સાથેનો પત્ર વ્યવહાર વગેરે વાચવા યોગ્ય વસ્તુ છે, છતાં આ આવૃત્તિમાં તેનું પુનઃ પિષ્ટપેષણ ન કરવાના કારણે આ આવૃત્તિમાં અમોએ છપાવેલ નથી તે જાણવાની ઈચ્છાવાળા વાચક બન્ધુઓને અમે તે સાહિત્ય મૂળ 'પ્રશ્નોત્તર ત્હોતેરી'ની પુસ્તિકામાંથી અગર એની જુદી છપાયેલી નકલોમાંથી જાણી લેવા વિનંતિ કરીએ છીએ

આ 'પ્રશ્નોત્તર શતવિંશિકા'ના પ્રકાશનમાં, પૂ. મુનિરાજ શ્રી રૈવતવિજયજી ગણિવરે સાધેલી પોતાના દીક્ષાદિનથી આજે પૂર્ણ થતા પચીસ વર્ષ સુધીના અખંડ ગુરૂકુલવાસની સાધનાની શુભ યાદગીરી નિમિત્તે, દ્રવ્યસહાયકો શુભ લાભ લેતા હોવાથી, તે બધાએ સહાયકોને ધન્યવાદ આપી અમો અમારૂં આ નમ્ર નિવેદન સમાપ્ત કરીએ છીએ

આ પુસ્તિકામાં જે કોઈ અશુદ્ધિ વગેરે રહી ગયું હોય તો વાચકો તેની ક્ષમા કરશે અને સુધારીને વાચશે, એવી આશા રાખીએ છીએ

વિ સ ૨૦૧૩<br>મહા સુદી ૬ બુધવાર<br>અરૂણ સોસાયટી<br>અમ દા૰

લિ૰<br>જયન્તીલાલ બાપુલાલ<br>માનદ મંત્રી<br>આ જ જૈ મુ જ્ઞાનમંદિર-ડભોઈ

## આ પુસ્તક–પ્રકાશનમેવામા લાભ ઉઠાવનાર
## દ્રવ્ય મહાયકોની શુભ નામાવલી

| | | | |
|---|---|---|---|
| રૂા | ૨૦૦ | શેઠ છગનલાલ લક્ષ્મીચંદ | મુંબાઈ |
| ,, | ૫૦ | કુ દમયંતી બેન | ,, |
| ,, | ૫૧ | શેઠ કાન્તિલાલ કકલદાસ રાધનપુરવાળા | |
| ,, | ૫૦ | શેઠ ચંપાલાલ સોભાગચંદ | ,, |
| ,, | ૫૦ | શેઠ કુંદનલાલ લલ્લુભાઈ | ,, |
| ,, | ૨૫ | શેઠ પોળીદાસ પોખરાજ | ,, |
| ,, | ૫૦ | શેઠ ચીમનલાલ ડીશોગચંદ | પાટણ |
| ,, | ૫૧ | શેઠ પુનાલાલ સુખલાલ | ખાવડ |
| , | ૨૫ | શેઠ સુંદરલાલ ઉત્તમચંદ | દમણ |
| ,, | ૧૧ | શેઠ સોભાગચંદ નવલચંદ | ,, |
| ,, | ૨૦ | ગુલાબ બેન નાણાવટી | મહુવા |
| ,, | ૧૧ | શેઠ જયન્તીલાલ હરિલાલ | બોટાદ |
| ,, | ૧૧ | શેઠ મોતીલાલ જેશીંગભાઈ | રાધનપુર |
| ,, | ૧૧ | શેઠ બાપુલાલ છોટાલાલ | ,, |
| ,, | ૧૧ | શેઠ સેવંતીલાલ બાપુલાલ | ,, |
| ,, | ૧૧ | શેઠ ઘેલાભાઈ | ,, |
| ,, | ૧૧ | શેઠ વાડીલાલ નગીનદાસ ગુલાબચંદ | સુરત |

---

શ્રી કડી સંઘની આગ્રહભરી વિનંતિથી પૂજ્યશ્રી આચાર્યદેવને ચાલુ વિહારમાથી શ્રી ઋષભદેવ જિનાલયની પુણ્ય પ્રતિષ્ઠા કરાવવા માટે કડી જવાનું થયું પૂજ્યશ્રીનો ત્યા મહા સુદી ૯ ના દિને પ્રવેશ થયો હતો પૂજ્યશ્રીની

તારક નિશ્રામા પ્રતિષ્ઠા મહોત્સવ અભૂતપૂર્વ ઉજવાયો હતા દેવદ્રવ્યમા શ્રીસઘે નહિ ધારેની એવી ઘણી સારી મોટી ઉપજ થઈ હતી માહ વદી ૧ ના શુભ મુહૂર્ત વિધિવિધાનપુર્વક મૂલનાયક શ્રી ઋષભદેવ આદિ ૨૪ જિનબિમ્બોની શુભ પ્રતિષ્ઠા કરવામા આવી હતી પૂજ્ય આચાર્ય મહારાજના વરદ હસ્તે શ્રી સૂરિમ ત્રમ ત્રિત વાસનિક્ષેપ થયા પછી મૂલનાયક ભગવાનના અ ગમાથી અને ગભારામા આરસની દિવાલો વગેરેમાથી સુગ ધીદાર અમી પુષ્કળ પ્રમાણમા ઝર્યું હતુ શહેરની સમગ્ર જનતા એ જોવા માટે ઉલટી હતી અધિષ્ઠાયક દેવોનો જાગતો ચમત્કાર દેખાયો હતો પુ સૂરીશ્વરજી મહારાજે ત્યા શ્રીસઘ સમક્ષ '**શ્રી અમીઝરા આદીશ્વર ભગવાન**' એ પ્રમાણે નામ સ્થાપન કર્યું હતુ શ્રીસંઘે તે હર્ષથી વધાવી લીધુ આ પ્રસગે પ પૂ આચાર્યદેવેશ શ્રીમદ્વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના શિષ્ય પૂ મુનિરાજ શ્રી પદ્મવિજયજી મહારાજે ખ ભાતથી રચીને બે ગીતો મોકલ્યા હતા, તે અમે નીચે રજુ કરીએ છીએ

# પ્રતિષ્ઠા ગીત

[૧]

ઠાઠ જામ્યો છે કડી શહેરમા રે,
પ્રભુ આદિ જિણંદ દરબાર ઠાઠ જામ્યો ૧
મૂળનાયક શોભે મોહામણા રે,
પ્રભુ આદિ જિણંદ સુખકાર ઠાઠ જામ્યો ૨
સુખમુદ્રા મનોહર શોભતી રે,
પ્રભુ દેખીને દીલ હરખાય ઠાઠ જામ્યો ૩
શ્રી સંઘે મળીને બંધાવીયુ રે,
મોટા ખરચે દેરૂ વિશાળ ઠાઠ જામ્યો ૪
વિજય જંબૂસૂરીશ્વર તેડાવીયા રે,
સાથે કેવલ—રૈવત—વધમાન ઠાઠ જામ્યો ૫
વળી જયન્તાદિ-કંચન શોભતા રે,
લલિત મળી ચૌદ થાય ઠા૦ જામ્યો ૬
બે હજાર તેર માઘ માસમાં રે,
સુદ નવમીને શનિવાર ઠાઠ જામ્યો ૭
ધામધુમથી પ્રવેશ કરાય છે રે,
રૂડો અઠ્ઠાઇ મહોત્સવ મંડાય ઠાઠ જામ્યો ૮
રોજ પૂજાઓ ઠાઠથી ભણાય છે રે,
નવી સુંદર આંગીઓ રચાય ઠાઠ જામ્યો ૯
જલજાત્રાનો વરઘોડો ઠાઠથી રે,
મહા સુદી પુનમ ગુરૂવાર ઠાઠ જામ્યો ૧૦
મહા વદી એકમ શુક્રવાસરે રે,
પ્રભુજીની પ્રતિષ્ઠા થાય ઠાઠ જામ્યો ૧૧

મહા સ્નાત્ર અષ્ટોત્રી ભણાવતા રે,
સહુ સંઘમાં લીલા લહેર ઠાઠ જામ્યો ૧૨
સૂરીશ્વરજી પુણ્ય પ્રભાવથી રે,
નિર્વિઘ્ને મહોત્સવ ઉજવાય ઠાઠ જામ્યો ૧૩
દીલ ખૂલ્લુ કરી ધન વાપરે રે,
ગુરૂ વાણીથી લ્હાવો લેવાય ઠાઠ જામ્યો ૧૪
ફરી આવો પ્રસંગ મળશે નહિ રે,
પ્રભુ ભક્તિમાં લાભ બહુ થાય ઠાઠ જામ્યો ૧૫
કહે પદ્મ ગુરૂ સૂરિ લબ્ધિનો રે,
હવે પ્રતિષ્ઠા ગીત પૂરૂ થાય ઠાઠ જામ્યો ૧૬



જાય છે જાય છે જાય છે રે આ જુવાની ચાલી જાય છે—એ રાગ

**થાય છે થાય છે થાય છે રે,**
**પ્રભુજીની પ્રતિષ્ઠા થાય છે**

દેખીને દીલ હરખાય છે રે,
પ્રભુજીની પ્રતિષ્ઠા થાય છે ૧
ગામો ગામના સંઘ તેડાવવા,
કંકોત્રી મોકલાય છે રે પ્રભુજીની ૨
આચાર્ય જંબૂસૂરિ નિશ્રામાં,
રૂડો મહોત્સવ ઉજવાય છે રે પ્રભુજીની ૩
આઠે દિવસનો અઠ્ઠાઈ મહોત્સવ,
ખુબ ઠાઠથી થાય છે રે પ્રભુજીની ૪
નવી નવી પૂજાઓ રોજ ભણાય છે,
આંગીઓ સારી રચાય છે રે પ્રભુજીની ૫
કંઠી સંઘના ઉમંગ સાથે,
અષ્ટોત્રી સ્નાત્ર ભણાય છે રે પ્રભુજીની

મૂળ નાયક શ્રી ઋષભદેવના,
　　દર્શનથી દુ:ખ જાય છે રે પ્રભુજીની ૭
સંઘ ચતુર્વિધ સાથે મળીને,
　　પ્રભુજીના ગુણ ગાય છે રે પ્રભુજીની ૮
પ્રભુ ભક્તિની નૌકામાં બેસી,
　　ભવસાગર તરાય છે રે પ્રભુજીની ૯
પ્રેમે પ્રભુજીની પૂજા કરીએ તો,
　　જીવન ઉજ્વલ થાય છે રે પ્રભુજીની ૧૦
પ્રભુનું સુંદર રૂપ દેખીને,
　　સૌના મન મલકાય છે રે પ્રભુજીની ૧૧
પ્રભુજીના નામનો મંત્ર જપ્યાથી,
　　સિદ્ધિ વધૂ વશ થાય છે રે પ્રભુજીની ૧૨
ઝગમગ ઝગમગ આંગીઓ ઝવકે,
　　સુંદર મુખ સોહાય છે રે પ્રભુજીની ૧૩
પ્રતિષ્ઠાના આ શુભ પ્રસંગે,
　　લક્ષ્મીનો લ્હાવો લેવાય છે રે પ્રભુજીની ૧૪
ચંચળ લક્ષ્મી પુણ્યવંત હાથે,
　　સારી રીતે ખરચાય છે રે પ્રભુજીની ૧૫
વિચાર ને વાતોના વમળમાં,
　　બીજાઓ ગોથા ખાય છે રે પ્રભુજીની ૧૬
ભાવિ વિનાના ધર્મ વિમુખ તે,
　　કોરે કોરા રહી જાય છે રે પ્રભુજીની ૧૭
લબ્ધિસૂરિ શિશુ પદ્મ કહે તે,
　　સમજુઓ સમજી જાય છે રે પ્રભુજીની ૧૮

પૂજ્યપાદ આગમપ્રજ્ઞ, આચાર્યદેવ શ્રીમદ્



વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ

ॐ अर्हम्

सिद्धान्तमहोदधि-शासनशिरोमणि, पू. पा. आचार्यदेव
श्रीमद्विजयप्रेमसूरीश्वरेभ्यो नमः ।

# પ્રશ્નોત્તર શતવિંશિકા



ઉત્તર—શ્રુત, ચિત્ અને સ્પર્શ અથવા વિષય પ્રતિભાસ, આત્મપરિણતિમત્ અને તત્ત્વસંવેદન-એમ ત્રણ પ્રકાર હોઈ શકે છે

૫ પ્રશ્ન—શ્રુતાદિ જ્ઞાન કોને કહેવાય છે?

ઉત્તર—શબ્દાર્થ જાણવા પૂરતું જ્ઞાન શ્રુત અથવા વિષયપ્રતિભાસ કહેવાય છે અમુક જાણવા લાયક છે, અમુક ત્યાગ કરવા લાયક છે અને અમુક સેવવા લાયક છે, એવો વિવેક કરનાર પૂર્વાપર વિચાર-ચિન્તવન-મનનશીલ એવું જે જ્ઞાન તે ચિત્ અથવા આત્મપરિણતિમત્ કહેવાય છે અને વર્તનમા ત્યાગ કરવા લાયકનો ત્યાગ કરાવનારૂ તથા સ્વીકાર કરવા લાયકનું સેવન કરાવનારૂ-અર્થાત્ જાણ્યા પ્રમાણે શુભ વર્તાવ કરાવનારૂ જ્ઞાન સ્પર્શ અથવા તત્ત્વ સંવેદન જ્ઞાન કહેવાય છે

૬ પ્રશ્ન—આવા જ્ઞાન કોને કોને હોય છે?

ઉત્તર—શ્રુત અથવા વિષયપ્રતિભાસ જ્ઞાન મિથ્યાદષ્ટિને પણ હોય છે, ચિત્ અથવા આત્મપરિણતિમત્ જ્ઞાન સમ્યગ્દષ્ટિને હોય છે અને સ્પર્શ અથવા તત્ત્વસંવેદન જ્ઞાન વિરતિવંતને હોય છે

૭ પ્રશ્ન—મિથ્યાદષ્ટિ અને સમ્યગ્દષ્ટિ કોને કહેવાય?

ઉત્તર—સ્વ આગ્રહે કે અન્યોનાઆગ્રહે ચાલનારો મિથ્યાદષ્ટિ છે અને નિશ્ચિત સર્વજ્ઞોના વચને ચાલનારો સમ્યગદષ્ટિ છે જે સુદેવને કુદેવ અને કુદેવને સુદેવ, સુગુરૂને કુગુરૂ અને કુગુરૂને સુગુરૂ, સુધર્મને કુધર્મ અને

કુધમને સુધમ', એવી વિપરીત દૃષ્ટિ-માન્યતાવાળો હોય તે પણ મિથ્યાદૃષ્ટિ અને યથાર્થ સત્ય દૃષ્ટિ-માન્યતાવાળો હોય તે સમ્યગ્દૃષ્ટિ છે, એ ભૂલવું જોઇએ નહિ તેનું બીજું નામ શુદ્ધ શ્રદ્ધા છે

૮ પ્રશ્ન—શ્રદ્ધા વિનાના જ્ઞાન કે ત્યાગ ઇષ્ટ છે કે અનિષ્ટ ?

ઉત્તર—અનિષ્ટ છે શ્રદ્ધા વિનાનું જ્ઞાન અજ્ઞાન કોટિનુ બની જાય છે અને એનાથી ઘણુ નુકશાન પણ થાય છે શ્રદ્ધા વિનાનો ત્યાગ પણ એ જ પ્રકારે પોતાને અને પરને માટે અનુપકારક બની જાય છે

૯ પ્રશ્ન—જ્ઞાન ચેતનનો ગુણ છે કે જડનો ?

ઉત્તર—જ્ઞાન ચેતનનો ગુણ છે, પણ જડનો નથી

૧૦ પ્રશ્ન—જ્ઞાનપ્રકાશ કેટલા પ્રકારના છે અને એમા ક્યા પ્રકારના જ્ઞાનથી આત્માની સપૂર્ણતા પ્રગટ થાય છે ?

ઉત્તર—જ્ઞાનપ્રકાશ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનપર્યવ જ્ઞાન અને કેવલજ્ઞાન-એમ પાચ પ્રકારના છે આત્મા જ્યારે કેવલજ્ઞાન પ્રગટ કરે છે, ત્યારે તેની સપૂર્ણતા આવી જાય છે

૧૧ પ્રશ્ન—એકલુ જ્ઞાન ભણીએ તો ન ચાલે ?

ઉત્તર—ના 'ज्ञानस्य फलं विरति '—એ સૂત્રથી જાણ્યા પ્રમાણે અમલ થાય, તો જ તે જ્ઞાન સફલ થાય ક્રિયા વિના પેટ પણ ભરાતું નથી, તો ક્રિયા વિના મોક્ષ ક્યાથી જ થાય ?

૧૨ પ્રશ્ન—મોક્ષને માટે મનુષ્યે શું ક્રિયા કરવી જોઈએ ?

ઉત્તર—સંસારનો મોહ જો છોડી શકાય, તો તે છોડી દઇને સર્વવિરતિની ક્રિયા કરવી જોઇએ જો તે ન છોડી શકાય, તો ત્યાગની ભાવના રાખીને દેશવિરતિની ક્રિયા કરવી જોઇએ

૧૩ પ્રશ્ન—દેશવિરતિની ક્રિયા કરવી એટલે શું ?

ઉત્તર—ગૃહસ્થજીવનમાં શુદ્ધ શ્રદ્ધા-વ્રત-નિયમની પોષક ક્રિયાઓ કરવી, તે દેશવિરતિની ક્રિયાઓ કહેવાય છે

૧૪ પ્રશ્ન—શ્રદ્ધા અથવા સમ્યક્ત્વપોષક ક્રિયાઓ કયી કયી છે ?

ઉત્તર—શ્રી જિનપૂજા, ગુરૂવંદન વ્યાખ્યાનશ્રવણ, તત્ત્વજ્ઞાનાભ્યાસ, સુપાત્ર દાન, સાધર્મિક સેવા-ભક્તિ, શાસનપ્રભાવના, તીર્થયાત્રા, સંઘરક્ષા આદિ ક્રિયાઓ સમ્યક્ત્વ અથવા શુદ્ધ શ્રદ્ધાગુણની દિપક અને પોષક ક્રિયાઓ છે

૧૫ પ્રશ્ન—ગૃહસ્થની ચારિત્રપોષક ક્રિયાઓ કયી કયી છે ?

ઉત્તર—અભક્ષ્ય ત્યાગ કરવા, અહિંસાદિ વ્રત ગ્રહણ કરવા, સંતોષ ધારણ કરવો, પાપવ્યાપારો ન સેવવા, નાટક સીનેમાદિ મોજશોખ છોડી દેવા, સામાયિક કરવા, સાંજ સવાર પ્રતિક્રમણ કરવા, તપશ્ચર્યાઓ સેવવી, પૌષધ-પ્રતિમા વગેરે અનુષ્ઠાનો ગૃહસ્થના દેશચારિત્રની દિપક તથા પોષક ક્રિયાઓ છે

૧૬ પ્રશ્ન--સર્વવિરતિ, દેશવિરતિ અથવા સમ્યકૃત્વની ક્રિયા કરવી તે શુ ધર્મ છે?

ઉત્તર—હા પાપથી બચાવી કર્મરોગને દૂર કરનારી અને પરિણામે અનત આત્મિક સુખને આપનારી એ ક્રિયાઓ કરવાની શ્રી વીતરાગ પ્રભુની આજ્ઞા હોવાથી ધર્મ છે

૧૭ પ્રશ્ન--ધર્મ એટલે શું?

ઉત્તર-ધૃ ધાતુ ઉપરથી ધર્મ શબ્દ બનેલો છે તેનો અર્થ ધારણ કરવું તે છે જે આત્માને દુર્ગતિમા પડતો બચાવે અને સદ્ગતિમા સ્થાપન કરે, તે ધર્મ કહેવાય છે

૧૮ પ્રશ્ન—ધર્મનું સ્વરૂપ શુ છે?

ઉત્તર—સસારના જીવ માત્રને પોતાના આત્મા સમાન ગણી કોઈની કશીએ હિંસા કરવી નહિ, જીવનને સયમી બનાવવું અને બાહ્ય-અભ્યતર તપશ્ચર્યા કરવી, તેને સૂત્રકારોએ ધર્મ કહેલો છે

૧૯ પ્રશ્ન—શુ આત્માને પુનર્જન્મ છે?

ઉત્તર—હા

૨૦ પ્રશ્ન—એની શી સાબીતી?

ઉત્તર—દરેક પ્રાણિના જીવનમા તેના પૂર્વજન્મોના સસ્કારોની છાયા કામ કરતી જોઇ શકાય છે એથી જ કયાક અતર્કિત પ્રેમ તો કયાક અતર્કિત દ્વેષ અનુભવવામા આવે છે, કયાક સહજ આવડત તો કયાક ઠોઠીયાપણુ પણ જોવામા આવે છે, કયાક સામે ચાલી આવતો લાભ તો

ક્યાક ઉપરથી આવી પડતી ધાડ પણ દેખાય છે અને ક્યાક ભારોભાર રોગ તો ક્યાક સહજ આરોગ્ય પણ દૃષ્ટિગોચર થાય છે, એ જ એની સાખીતી છે અત્યારના કાળમા પણ કેટલાકોને તો પોતાના પૂર્વજન્મનું જ્ઞાન થયાના દાખલા અખબારોના પાને નોધાયેલા પડયા છે

**૨૧ પ્રશ્ન**—ત્યારે શુ આ પુનર્જન્મો અને પુનર્મરણોની ઘટમાળ એ જ સસાર કે ?

**ઉત્તર**—હા

**૨૨ પ્રશ્ન**—આ પુનર્જન્મો વગેરેનો અત ક્યા છે વારૂ ?

**ઉત્તર**—મોક્ષમા

**૨૩ પ્રશ્ન**—આ પુનર્જન્મો વગેરેનું નિયત સર્જન શાથી થતું હશે ?

**ઉત્તર**—જીવના પોતાના કર્મોથી

**૨૪ પ્રશ્ન**—લોકો તો કહે છે ને કે ઇશ્વર બધુ જગત કરે છે ?

**ઉત્તર**—ના, ભાઇ ના ઇશ્વર તો જે રાગ-દ્વેષ-મોહ-અજ્ઞાનતા આદિ દોષોથી મુક્ત-શુદ્ધ-કર્મરહિત-વીતરાગ સર્વજ્ઞ બને છે તે થાય છે તેઓ જગતને કરતા નથી કે કોઇને સ્વર્ગમા કે નરકમા મોકલતા નથી તેઓ તો સસાર અને મોક્ષનુ સાચુ તત્વજ્ઞાન બતાવે છે

**૨૫ પ્રશ્ન**—ત્યારે જગતની તમામ ચિત્રવિચિત્રતાના હેતુ રૂપ કર્મો કેટલા છે ?

ઉત્તર—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય મૂલ આઠ છે, એના ઉત્તરભેદો બીજા અનેક છે

૨૬ પ્રશ્ન—જીવને કર્મરહિત થવાનો ઉપાય શો ?

ઉત્તર—સદ્ધર્મ-'સમ્યગ્દર્શન જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષ માર્ગ ।'

૨૭ પ્રશ્ન—જીવનમા ધર્મની જરૂર કેટલી છે ?

ઉત્તર—શ્વાસ કરતા પણ જીવનમા ધર્મની જરૂર અધિકતર છે

૨૮ પ્રશ્ન—તેનુ કારણ શુ ?

ઉત્તર—આપણને સુખ જોઇએ છે અને દુખ નથી જોઇતુ તે છે

૨૯ પ્રશ્ન—સુખ કોનું ફલ છે અને દુખ કોનુ ફલ છે ?

ઉત્તર—સુખ ધર્મથી મળે છે દુખ અધર્મથી મળે છે

૩૦ પ્રશ્ન—'પોતાને રૂચે તે ધર્મ'-એમ માનીએ તો ન ચાલે ?

ઉત્તર—ના જેમ પોતાને ગમે તે દવા નહિ, કિન્તુ વૈદ્ય આપે તે અથવા આયુર્વેદે કહી હોય તે દવા, તેમ આપણી મતિકલ્પનાએ ધર્મ નથી, કિન્તુ પ્રભુઆજ્ઞાથી હોય તે ધર્મ છે

૩૧ પ્રશ્ન—ધર્મ તો આત્મસ્વભાવ છે ને ? ક્રિયાને ધર્મ કેમ કહો છો ?

ઉત્તર—આત્મસ્વભાવની સાધક ક્રિયા હોવાથી તે પણ ધર્મ કહેવાય છે વરસાદ વગેરે સાધન વિના જેમ અન્ન પાકે નહિ, તેમ શાસ્રોક્ત ક્રિયા વિના આત્મસ્વભાવ પણ સિદ્ધ થાય નહિ

૩૨ પ્રશ્ન—ક્રિયામા ભાવના જોઈએ કે નહિ ?

ઉત્તર—અવશ્ય જોઈએ

૩૩ પ્રશ્ન—જૈનદર્શનમા ભાવનાને બરાબર સ્થાન નથી, એ વાત ખરી છે ?

ઉત્તર—ખોટી છે

૩૪ પ્રશ્ન—કેમ ?

ઉત્તર—જૈનદર્શને જેવી ભાવનાઓ ઉપદેશી છે, તેવી બીજા કોઇ દર્શને ઉપદેશી નથી

૩૫ પ્રશ્ન—જૈન સિદ્ધાન્તમા કયી ભાવનાઓ ફર માવી છે ?

ઉત્તર—'મૈત્રી' આદિ ૪ તથા 'અનિત્યતા'દિ ૧૨-એમ અનેક ભાવનાઓ પ્રબોધી છે

૩૬ પ્રશ્ન—ઉપદેશકો ક્રિયા ઉપર જેટલો ભાર મૂકે છે તેટલો ભાર ભાવના ઉપર કેમ નથી મૂકતા ?

ઉત્તર—ભાવના ઉપર પણ ભાર તો મૂકાય જ છે, પરન્તુ ક્રિયાવિહિન ભાવના મુગાના મનોરથ કિંવા પાગ-ળાના પાગરણ સમી હોવાથી, ક્રિયામા આળસુ થતા જીવોને ક્રિયાનો ઉપદેશ મુખ્ય આપવો આવશ્યક છે

૩૭ પ્રશ્ન—ભાવના ન આવતી હોય તો ક્રિયા ન જ કરવી, એ શુ ખોટુ છે ?

ઉત્તર—હા, એ તદ્દન ખોટુ જ છે ભાવના વિના પણ નિશાળે જવાય છે, નોકરી વગેરે કરાય છે, તો પછી ધર્મક્રિયા તો સુતરા કરવી જોઈએ

૩૮ પ્રશ્ન—પણ ઈચ્છા વિના કરવાથી ફાયદો શો ?

ઉત્તર—ઈચ્છા વિના નિશાળે જતા જેમ પડિત થવાય છે અને દવા લેતા નિરોગ થવાય છે, તેમ શુભ ક્રિયા કરતા સદ્દગતિ પ્રાપ્ત થાય છે, મન વગેરે જીતાય છે અને આત્મા નિર્મલ બને છે

૩૯ પ્રશ્ન—ઠીક, તેમા સમજણ તો હોવી જોઇએ ને ?

ઉત્તર—સમજણ જોઈએ એમા ના નહિ, પણ પૂરી સમજણ વિના 'થાય જ નહિ' એવું જો માનો તો જગતમા કાઈ થઈ શકશે જ નહિ

૪૦ પ્રશ્ન—યોગ્ય સમજણ-ભાવના આવે શી રીતિએ ?

ઉત્તર—અભ્યાસે જેમ આવડત આવે છે અને દુકાન ઉઘાડી હોય તો જેમ ગ્રાહક આવે છે, તેમ હમેશા ક્રિયા કરતા કરતા યોગ્ય શ્રવણ-વિચાર કરવાથી સમજણ-ભાવના સઘળુ જ આવી મળે છે

૪૧ પ્રશ્ન—અને તો અધ્યાત્મવાદ ઠીક લગે છે

ઉત્તર—કેમ, શાથી ?

૪૨ પ્રશ્ન—ક્રિયા કર્યા વિના, આત્મામા કેવલ ભાવના ભાવી લેવાથી મોક્ષે જવાય તેથી

ઉત્તર—ત્યારે તો તમે અધ્યાત્મ વસ્તુને સમજ્યા જ જણાતા નથી

૪૩ પ્રશ્ન—આપ સમજાવો—અધ્યાત્મ કોને કહેવાય? ખરૂ અધ્યાત્મ શુ છે ?

ઉત્તર—મહામહોપાધ્યાય **શ્રી યશોવિજય** મહારાજ સ્વરચિત **અધ્યાત્મસાર** પૃ ૮/૧ મા વદે છે કે—

" गतमोहाधिकाराणामात्मानमधिकृत्य या ।
प्रवर्तते क्रिया शुद्धा, तदध्यात्मं जगुर्जिना ॥२५॥ "

ભાવાર્થ— ગયો છે મોહાધિકાર જેઓનો, તેવાઓની આત્માને ઉદ્દેશી જે શુદ્ધ ક્રિયા પ્રવર્તે, તેને શ્રી જિનેશ્વર ભગવાનોએ **અધ્યાત્મ** કહ્યુ છે '

એટલે કે—મિથ્યાત્વાદિ મોહાધિકાર તજી દેવામા આવે, ભોગાશમા અને યથેચ્છ પ્રવૃત્યાદિ દોષો ટાળવામા આવે, મૈત્ર્યાદિ શુભ ભાવનાથી અ ત કરણ ભાવિત કરવામા આવે અને આત્મશુદ્ધિના લક્ષ્યથી સર્વજ્ઞ પ્રભુના વચનાનુસાર વ્રત-નિયમપાલન, દેવ-ગુરૂ વન્દન, આવશ્યક તપોનુષ્ઠાન, દાનાદિક સત્ ક્રિયાઓ બરાબર સેવવામા આવે, તે જ ખરૂ અધ્યાત્મ છે કોરી ક પી લીધેલી ભાવના કઈ અધ્યાત્મ નથી

૪૪ પ્રશ્ન—આથી તો એમ ઠરે છે કે-ક્રિયાવાદ વિનાનો અધ્યાત્મવાદ નર્યો અસત્ય જ વાદ છે

ઉત્તર—હા, એમ જ છે દેહની ક્રિયાઓમા ગળાડૂબ રહે, ખાવા-પીવા-સુવા-બેસવા-પહેરવા-તથા હરવા-ફરવા માટે ખાસ ઈલાયદા ઉમદામા ઉમદા ભોજન વગેરે સાધનો જોઈએ અને આવશ્યક ક્રિયાઓને શુષ્ક-બીનજરૂરી માની છોડી દે, શ્રી જિનાજ્ઞામા કહ્યુ હોય તે ન કરે, ન કહ્યુ હોય

તે કરવાની ધૂન લગાવે અને સ્વાધ્યાય-ધ્યાનનો કેવલ આડંબર કરે, તે અધ્યાત્મવાદ નથી, કિંતુ આપગડતવાદ અથવા મહા મિથ્યાત્વ મોહવાદના ઉછાળા માત્ર જ છે

૪૫ પ્રશ્ન—આત્મા પોતે જ દેવ છે, પોતે જ ગુરૂ છે, પોતે જ જ્ઞાનાદિ સ્વરૂપ છે, તો પછી બીજા દેવ વગેરે શા માટે ભજવા ?

ઉત્તર—જો આત્મા પોતે જ દેવ વગેરે છે-એમ માનીને દેવ વગેરેને ન ભજવા હોય, તો તેણે રમા-રામા પણ શા માટે ભજવા જોઈએ ? જે દેવ વગેરે સ્વરૂપ હોય છે, તે રમા-રામા ભજનારા તો નથી જ હોતા

૪૬ પ્રશ્ન—એ તો દેહ ભોગવે છે, આત્મા ભોગ વતો નથી-એમ માનીશુ ?

ઉત્તર—દેહને ચૂંટી ખણાય, કાંટો વાગે, અંગારા બાળે, વેપારમા નુકશાન જાય, દીકરો મરી જાય ઈત્યાદિ થાય, ત્યારે એમ માનો છો કે નહિ તેની કસોટી થાય

૪૭ પ્રશ્ન—ત્યારે તો અમારો આત્મા ' ઓ બાપ રે ' જ બોલે ?

ઉત્તર—તો પછી નાહક ખોટી ધૂન લગાવી આત્માને શા માટે છેતરો છો ? આત્મા પોતે જ જો દેવ વગેરે સ્વરૂપ છે, તો પછી એણે પોતાનું તે શુદ્ધ સ્વરૂપ, કે જે અત્યારે કર્મરજથી મલિન થયેલુ છે, તેને નિર્મળ બના વવા માટે રમા-રામાની અને પુદ્ગલસુખની ક્રિયાઓ છોડી દેવી જોઇએ તથા ખાસ કરીને દેવ વગેરેએ ફરમાવેલી શુદ્ધ ક્રિયાઓ સેવવી જોઈએ

૪૮ પ્રશ્ન—'જૈનમત તો આત્મા કર્તા નથી-ભોક્તા નથી' એમ કહે છે ને?

ઉત્તર—ના જૈન મત તો આત્માને સ્વકર્મ વગેરેના કર્ત્તાદિ માને જ છે 'આત્મા કર્ત્તા વગેરે નથી'-એમ એકાન્તે કહેનારો જૈનમત નથી, કિન્તુ સાખ્યાદિ મત છે અને તે મિથ્યાત્વ છે

૪૯ પ્રશ્ન—તો પછી આત્માની નિર્લેપ ભાવના શી રીતિએ ભાવવી?

ઉત્તર—નિર્લેપ ભાવના ભાવવા માટે-'પુદ્દગલભાવથી હુ પર છુ, માટે તેનો હું કરવૈયો કે કારવૈયો કે ટેકો આપનારો ન જ હોવો જોઈએ'-એમ ચિંતવી પુદ્દગલ ભાવની ક્રિયાઓ ઉપરથી 'અહ–મમનો' આસક્તિભાવ ત્યજી દેવો જોઈએ જ્યારે આસક્તિભાવથી કરાતી પુદ્દગલભાવની ક્રિયાઓ મૂકી દેવાય અથવા તેના હર્ષ-શોકાદિની લાગણી પણ મનમા લાવ્યા વિના તેનાથી પર બની જવાય અને સ્વભાવ અથવા આત્મભાવની ક્રિયાઓમા આત્મભાવે આરૂઢ થવાય ત્યારે સાચી નિર્લેપ ભાવના ભવાય

૫૦ પ્રશ્ન—ભગવાનની પૂજા કરવી તે શુ સ્વભાવ ક્રિયા છે?

ઉત્તર—હા ભગવાન શુદ્ધ આત્મસ્વરૂપમા અવિચલ થયા છે, આપણે તેવા થવા માટેના અર્થી છીએ, માટે તેમની પૂજા કરવી એ સ્વભાવસાધક ક્રિયા હોઈ સ્વભાવ ક્રિયા જ છે

૫૧ પ્રશ્ન—નિમિત્ત તો આત્માને કાંઇ કરી શકતું નથી ને ?

ઉત્તર—એ મા યતા એકાન્તે સત્ય નથી વીતરાગી આત્માને નિમિત્ત ભલે કાંઇ કરી શકતું ન હોય, પણ સરાગી આત્માને તો તે પોતાની શુભાશુભ અસર ઉપજાવે છે એમા શકા નથી

૫૨ પ્રશ્ન—નિમિત્તયોગે કોઇને લાભ કે નુકશાન થયાના દાખલા બતાવશો ?

ઉત્તર—એક યુવાન લષ્ટપુષ્ટ આખલાને વૃદ્ધ ક્ષીણ થઇ ગયેલો જોઇને, તેના નિમિત્તથી કરકડુ રાજા આત્મબોધ પામી પ્રત્યેક બુદ્ધ થયા, એ જ પ્રમાણે કકણના નિમિત્તથી, વૃક્ષના નિમિત્તથી અને ઇન્દ્ર ધનુષ્યની ક્ષણિક ઋદ્ધિના નિમિત્તથી તે સમયે નમિરાજા આદિ બીજા પણ ત્રણ પ્રત્યેકબુદ્ધો થયાના દાખલા જગતપ્રસિદ્ધ છે વેશ્યા આદિના નિમિત્તથી શ્રી નદિષેણ મુનિ આદિ પતન પામ્યાના દાખલા પણ પ્રસિદ્ધ છે અરે, ઝેર વગેરેના નિમિત્તથી અકાળે મરણ પામી જતા અને રસાયણ આદિ નિમિત્તથી બચી જતાના દાખલા પણ પ્રત્યક્ષ જોવાય છે દારૂ-જુગાર-ચોરી વગેરે નિમિત્તોથી ખુવાર થઇ જતા અને સત્સગ વગેરે સારા નિમિત્તોથી ઉગરી જતા માણસોને પણ આજે આપણે જોઈ શકીએ છીએ

૫૩ પ્રશ્ન—આજે કેટલાકો નિશ્ચયદષ્ટિને આગળ કરીને નિમિત્તોનો અપલાપ કરે છે, તે વ્યાજબી છે ?

ઉત્તર—તે તદ્દન ગેરવ્યાજબી છે તેઓ પોતે સ્વાધ્યાય મંદિરો-આશ્રમો-માનસ્તંભો-દેરાસરો બંધાવે છે, પ્રતિષ્ઠાઓ, વ્યાખ્યાનો, પ્રાર્થના, પાઠો કરે-કરાવે છે, વ્રત-નિયમો ઉચ્ચરાવે છે, ફાવતી સેંકડો ક્રિયાઓ કરે છે અને ન ફાવતી છોડી દે છે આ દશામાં શુદ્ધ નિમિત્ત વ્યવહારક્રિયાનો આદર કરવાને બદલે અપલાપ કરવો, તે નિશ્ચયદૃષ્ટિના નામે રમાતો દંભ છે એથી માણસ નથી તો શુદ્ધ વ્યવહાર સાધતો કે નથી તો શુદ્ધ નિશ્ચય સાધતો.

૫૪ પ્રશ્ન—સંસારમાં નિમિત્તનો આશ્રય કર્યા વિના શું વ્યવહાર ન થઈ શકે?

ઉત્તર—ના, નથી જ થઈ શકતો એ પ્રત્યક્ષ છે નિમિત્ત વગેરેનો અપલાપ કરનારાઓને પણ ઉપર બતાવી ગયા તેમ પોતાની જમાતમાં બીજાઓને ખેંચવા માટે અનેક પ્રકારના નિમિત્તવ્યવહારોનો આશ્રય કરવો જ પડે છે જો તે કાંઈ કરી શકતા નથી, તો તેને શા માટે સેવવા જોઈએ? અગર પોતાને જે અનુકૂળ ઇષ્ટ સાધનો લાગ્યા હોય, તે મૂકીને પ્રતિકૂળ અનિષ્ટ સાધનોને પણ તેઓ શા માટે સેવતા નથી?

૫૫ પ્રશ્ન—ત્યારે શુદ્ધ નિશ્ચયદૃષ્ટિના ખપી જીવોએ કયી રીતે વર્તવું જોઈએ?

ઉત્તર—પૂજ્ય ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજના વચન અનુસાર, આત્માની શુદ્ધ નિશ્ચયદૃષ્ટિને હૃદયમાં જાગૃત રાખીને, તેને સાધનારા સકલ શુદ્ધ વ્યવહારને સાપેક્ષપણે યથાશક્ય સાધવા, પરન્તુ શ્રદ્ધાવાન આત્માએ

તે એકેયનો અપલાપ કરવો જોઇએ નહિ આ રહ્યુ તેમનું એ વચન—" **નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજે, પાલી જે વ્યવહારોજી** "

**૫૬ પ્રશ્ન**—આત્મવિકાસના પ્રેમી જનોએ શુભ નિમિત્તવ્યવહારોને વર્જવા જોઇએ નહિ એ વાત સત્ય છે, તો હવે મૂર્તિપૂજાને સાબીત કરનારી સૂત્રસાક્ષીઓના થોડા નામો બતાવશો ?

**ઉત્તર**—જરૂર જુઓ-શ્રી આચારાગ બીજા શ્રુતસ્કધ નિર્યુક્તિમા, સૂત્રકૃતાગસૂત્રમા, ઠાણાગસૂત્રમા, સમવાયાગ સૂત્રમા, ભગવતીસૂત્રમા, જ્ઞાતાસૂત્રમા, ઉપાસકદશાગસૂત્રમા પ્રશ્નવ્યાકરણસૂત્રમા, ઉવવાઈસૂત્રમા, રાયપસેણીસૂત્રમા, જીવા ભિગમસૂત્રમા, જબૂદ્વિપપ્રજ્ઞપ્તિસૂત્રમા, અનુત્તરોપપાતિક સૂત્રમા, ચદ્રપ્રજ્ઞપ્તિસૂત્રમા, સૂર્યપ્રજ્ઞપ્તિસૂત્રમા, નિરયાવલિકા સૂત્રમા, કપ્પવડિસિયાસૂત્રમા, પુષ્પચૂલિકાસૂત્રમા, વહ્નિદશા સૂત્રમા, દશવૈકાલિકસૂત્રમા, ઉત્તરાધ્યયનસૂત્રમા, અનુયોગ દ્વા સૂત્રમા, વ્યવહારસૂત્રમા, અ તકૃતદશા-બૃહત્કલ્પ-નિશી થચૂર્ણિ-આવશ્યકસૂત્ર-દશાશ્રુતસ્કન્ધ-નન્દીસૂત્ર આદિ ઠેઈ સૂત્ર નિર્યુક્તિ-ભાષ્ય-ચૂર્ણિ-ટીકા સવ મા ભગવત્પ્રતિમા-પૂજા વગેરેના અધિકાર કથન કરેલા મૌજુદ છે

**૫૭ પ્રશ્ન**-ભગવાનની મૂર્તિ જડ છે, એ જડપૂજાથી શુ લાભ ?

**ઉત્તર**—પોતાના બાપનો ભાસ કરાવનાર બાપના ફોટાની જેમ ભગવાનની મૂર્તિ ભગવાનનો ભાસ કરાવે છે એને જડ જ માનવી તે પોતાની જ નરી જડતા સૂચવે છે જડ એવા

પણ ચિંતામણિ, શંખ આદિની પૂજાથી પણ જો ઇષ્ટિની પ્રાપ્તિ થાય છે, તો પછી ભગવત્પ્રતિમાના પૂજનથી અનિષ્ટની આત્યંતિક નિવૃત્તિ અને ઇષ્ટની એકાન્તિક પ્રાપ્તિ થાય છે, એમાં શંકાને સ્થાન જ નથી

૫૮ પ્રશ્ન—મૂર્તિને નહિ માનનારા સુધારકો છે, એમ નથી લાગતું ?

ઉત્તર—ખોટું અથવા ખરાબ હોય તે બદલીને સારું અથવા સારૂં ગ્રહણ કરે તેનું નામ સુધારક કહેવાય મૂર્તિને નહિ માનનારા પુસ્તકને માને છે, પાટને માને છે, ગોખલાને માને છે, સુગંધનાદિ ગોત્રજોને માને છે, છતા સનાતન ભગવદ્ મૂર્તિનો વિરોધ કરવો તે સુધારકપણું નથી, પરન્તુ સ્વ-પર આત્માને બગાડવાપણું જ છે

૫૯ પ્રશ્ન—પત્થરની ગાય જેમ દૂધ આપતી નથી તેમ પત્થરની મૂર્તિ મોક્ષ આપી શકતી નથી, તેમ કહે છે, એનું શું ?

ઉત્તર—હા, તો પછી જેમ ગાયનું નામ લેવાથી પણ મોઢામાં દૂધ નથી આવતું, તેમ ભગવાનનું નામ લેવાથી પણ તમારો મોક્ષ નહિ થાય, તો પછી જેમ સ્થાપનાને નથી માનતા, તેમ ભગવાનના નામને પણ તમારે માનવું જોઇએ નહિ

૬૦ પ્રશ્ન—ત્યારે શું પ્રજાનું માનસ જ મૂર્તિપૂજાને અનુકૂળ છે ?

ઉત્તર—હા, એમ જ છે અને તમે એની પાસેથી સત્ય મૂર્તિપૂજા મૂકાવી દેશો તો તે અસત્ય મૂર્તિપૂજાને વળગી

પડશે કોઇ ને કોઈ રૂપમા પ્રજા મૂર્તિપૂજા તો કરવાની જ છે તો પછી પ્રશમરસવાહી-નિર્વિકાર-શુદ્ધ જિનમૂર્તિપૂજામા જ તેણે શા માટે ન માનવું જાઈએ ?

૬૧ પ્રશ્ન—કેટલાકો પ્રાચીન અને અર્વાચીન પૂજા પદ્ધતિમા ફેરફાર બતાવે છે, તે શુ સાચો છે ?

ઉત્તર—લખનારની એ સમજફેર હોઈ ખોટો છે ઈતિહાસને નામે ડાર્વિનની વાદરામાથી મનુષ્યો થયાની જેવી શોધ છે, તેવી એ લેખકની શોધ પ્રમાણિક માની શકાય તેવી નથી

૬૨ પ્રશ્ન—નિત્ય પ્રક્ષાલપૂજાને બદલે લેખકની કલ્પનાનુસાર જો આજે પ્રભુજી આગળ ખાલી પાણીનો લોટો ધરી દેવાનુ અનુસરાય, તો કેસર-સુખડ અને ગોઠીઓ વગેરેનો ઘણો બોજો ઓછો થઇ જાય, એ ખરૂ ને ?

ઉત્તર—તો પછી લેખકની કલ્પનાનુસાર મદિરોને ગામ નગરમાથી વિદાય કરી દઈ જગલમા પધરાવી દેવાથી અને ત્યાથી પણ ઉપાડી લઈ, પૂજનેચ્છુકના હૃદયમા સ્થાપી દેવાથી બધો જ બોજો કમી થઈ જશે ! કરવું છે એમ ?

૬૩ પ્રશ્ન—ના, ના, એમ તો થઇ શકે નહિ

ઉત્તર—ત્યારે, તમે કહો છો તેમ પણ થઈ શકે નહિ માણસ આજે ખાન-પાન-પહેરવેષ-સભ્યતા-ભણતર-હુન્નર ઉદ્યોગ-સર્વમા આગળ વધી રહ્યો છે, એ જો સાચુ છે, તો ભાવિક આત્મા પૂર્વાચાર્યોની વિધિ અનુસાર નિત્ય પૂજા-ભક્તિ કરતો રહે, તેમા તમોને નડતર કયા આવે છે?

૬૪ પ્રશ્ન—ગોઠીઓ વગેરે ખર્ચનુ નડતર આવે છે

ઉત્તર—એ તો જૂ થાય છે એટલે કપડુ ફેકી દેવા જેવી તમે વાત કરો છો માણસ લગ્ન કરે છે, એમાથી પ્રજા ઉત્પન્ન થાય છે, પ્રજા ઉત્પન્ન થતા તેને પાળવા-પોષવા ભણાવવા-ધધે લાગાડવા-એકબીજાના હિત-હક્કોનુ રક્ષણ કરવા, યાવત્ રાજત ત્ર વગેરે સુધીની અનેક પ્રકારની ઉપાધિઓ ઉભી થાય છે, આ કારણથી એ સર્વને મીટાવી દેવાની જો આજે કોઈ વાત કરે તો તે ગાડામા જ ખપે માટે ખર્ચાના નડતરને દૂર કરવા માટે જાતે સેવાભક્તિ કરવાનો લોકોને ઉપદેશ આપો, કિન્તુ નિત્ય પ્રક્ષાલપૂજાની શાસ્ત્રીય પ્રણાલી ઉપર કુઠારાઘાત કરવાની જરૂર નથી

૬૫ પ્રશ્ન—૫ ચોપચારી પૂજાના શાસ્ત્રપાઠો પ્રાચીન છે અને અષ્ટોપચારી પૂજાના શાસ્ત્રપાઠો પછીના સમયના છે-એમ કહે છે, એ વાત ખરી છે?

ઉત્તર—ના, એમ કહેવું તે પણ એ લેખકનુ એક સાહસ માત્ર છે શ્રી મહાનિશીથ-૫ ચાશકજી-યોગશાસ્ત્ર આદિ શાસ્ત્રપાઠો અને તેની ટીકા વગેરેનુ જો એ લેખકે સર્વાંગ અવલોકન કર્યું હોત, તો કોઇને 'ટૂટ' અને કોઈને 'કલ્પિત' તથા કોઇને 'અર્વાચીન સમયના ગતાનુગતિક' વગેરે લખવાનુ કિવા પોતાની મનલખનુ લઈને બીજુ છૂપાવવાનુ તથા અર્થો મરડવાનુ દુ સાહસ તેઓ કદી કરી શકયા ન જ હોત

૬૬ પ્રશ્ન—તો પછી કોઈ ૫ ચોપચારી, કોઇ અષ્ટો પચારી, કોઈ સર્વોપચારી, કોઈ નિત્ય કે કોઇ પ્રાસ ગિક

પૂજા કરે, એમા શાસ્ત્રવિધિથી મને તો કશો જ વાધો દેખાતો નથી

ઉત્તર—તમારી આ સમજ તદ્દન બરાબર છે દુધપાકનું ભોજન જેની શક્તિ અને રૂચિ હોય તે ભલેને નિત્ય કરે, એમા નિષેધને સ્થાન રહેતું જ નથી એ પ્રમાણે શાસ્ત્રોમા પ્રાચીનકાળથી નિત્ય પ્રક્ષાલપૂજાની વિધિ પણ સ્પષ્ટ દીવા જેવી છે

૬૭ પ્રશ્ન—પરન્તુ આથી અમોને ભગવાનનુ અરિહતસ્વરૂપ તો દેખાતું જ નથી કોઈ તો લખે છે કે-'રાજ્ય કરતી યુવતી'નુ સ્વરૂપ દેખાય છે, તેનુ શુ ?

ઉત્તર—'યુવતી' શબ્દ લખનારની આખે કમળો થયો જણાય છે હૈયાના ભયકર દુર્ભાવ વિના આવા શબ્દો શ્રી વીતરાગદેવની પ્રતિમા માટે લખાય નહિ આવું લખનાર કે બોલનારને ભવાતરમા જીભ કે હાથ તો ન મળે, પરન્તુ મહા દુર્લભબોધિપણુ મળે એ ભૂલવું જોઈએ નહિ ભગવાનની પૂજા જ ભગવાનની રાજ્યાવસ્થા અગે છે, તથાપિ એ પૂજામા શ્રી વીતરાગદેવની મૂર્તિ તો તદવસ્થ જ રહે છે, અને શાસ્ત્રકારોએ શ્રી વીતરાગદેવની જુદી જુદી અવસ્થાની ભાવનાઓ કેવી રીતિએ ચિતવવી તેનો વિવેક દર્શાવેલો જ છે ગમે તેવા હાર-મુકુટ-આગી-પાખર પહેરાવેલા હોય, પરન્તુ દર્શન કરનાર આબાલસ્ત્રીગોપાલ-વૃદ્ધને પૂછો કે-'કોના દર્શન કર્યા ?' તો સૌ શ્રી જિનેશ્વર ભગવાનના જ દર્શન કર્યાનુ કહે છે 'રાજાના દર્શન કર્યાનું'

કોઈ કહેતુ નથી એ તો એવા અતિપડિનોનો જ એક ભ્રમ માત્ર છે

૬૮ પ્રશ્ન—પ્રભુપૂજામા હિસાનો દોષ થાય છે ખરો ?

ઉત્તર—અર્થ-કામના હેતુ માટે કરાતી ક્રિયા હિંસાવાળી છે શાસ્ત્રવિધિથી આત્મકલ્યાણ માટે પ્રભુપૂજા કરાય તેમા હિંસાનો દોષ થતો નથી

૬૯ પ્રશ્ન—'પુષ્પ પાખડી જ્યા દુભાય, ત્યા નહિ શ્રી જીનવરની આણ'-એમ કહ્યું છે ને ?

ઉત્તર—આ વાક્ય કોઇ પૂર્વાચાર્ય મહર્ષિનુ નથી, પણ રાજકોટ વવાણીયા ગામના રહીશ મર્હુમ ગૃહસ્થ કવિ શ્રી રાજચદ્રનુ છે તેનો પણ જો આપણે સિદ્ધાન્ત શૈલીથી વિચાર કરીએ, તો એનો અર્થ એ છે કે-'સ્વશરીર ઉપભોગમા, મોજશોખ આદિમા એક પુષ્પ-પાખડીને પણ તમે દુભાવો, ત્યા પ્રભુની આજ્ઞા નથી' પ્રભુપૂજામા તો પુષ્પાદિ ચઢાવવાની પ્રભુઆજ્ઞા છે જ કારણ-કે-પ્રભુપૂજામા ચઢતા પુષ્પોના જીવોને તો ઉલ્ટુ અભયદાન મળે છે અને તેના ઉપર ભવ્યતાની નિયમા છાપ પડે છે

૭૦ પ્રશ્ન—કવિ રાજચદ્રજી મૂર્તિપૂજામા માનતા હતા ?

ઉત્તર—હા તેમણે પોતાના એક પત્રમા તે સિદ્ધ પણ કરી છે (જુઓ 'શ્રીમદ્ રાજચદ્ર' બીજી આવૃત્તિ, પૃ ૧૪૩, વર્ષ ૨૦, પત્રાક ૨૦) તેમા તેમણે એક મૂર્તિ માનનારો અને બીજો નહિ માનનારો-એ બે પક્ષો ગ્રહણ કરીને ઘણી જ સ્પષ્ટ ભાષામા લખ્યુ છે કે-

"પ્રથમ પક્ષ સત્ય છે, એટલે કે જિન પ્રતિમા અને તેનુ પૂજન શાસ્ત્રોક્ત, પ્રમાણોક્ત, અનુભવોક્ત અને અનુભવમા લેવા યોગ્ય છે "

એ જ પત્રમા તેઓ આગળ લખે છે કે-

"પાચ પ્રકારના પ્રમાણથી તે વાત હું સિદ્ધ કરૂ છઉં "

આગળ પણ તેઓ જણાવે છે કે—

"પ્રથમ પ્રતિમા નહિ માનતો અને હવે માનું છઉં, તેમા કાઇ પક્ષપાતી કારણ નથી પણ મને તેની સિદ્ધિ જણાઈ તેથી માન્ય રાખુ છઉં"

આ પ્રમાણે પ્રભુપૂજાને સિદ્ધ માનનારા અને સાબીત કરનારા કવિ શ્રી રાજચદ્રે પ્રભુપૂજામા પુષ્પાદિના વિરોધ માટે ઉપરનું વાકય લખ્યુ હોય કે માન્યુ હોય એમ કહેવું, તે તો તેમની સ્વીકારેલી વૃત્તિ અને પ્રવૃત્તિને ઘોર અન્યાય કરવા બરાબર છે

૭૧ પ્રશ્ન—આજકાલ દેખાદેખીથી હજારો અને એથી વધીને લાખો પુષ્પોની આગી થાય છે, તે ગમે તેવા વાસી પણ આવે છે, પછી જમીન ઉપર દેખાવના તે પથરાય છે અને તેનો કચ્ચરઘાણ્ પણ થાય છે, તેને આપ ઉચિત માનો છો કે અનુચિત ?

ઉત્તર—જેટલી વિવેક અને જયણાની ખામી છે તેટલુ અનુચિત તો છે જ આજે મુબઇ જેવા શહેરોમા દિવસ ઉગ્યા પહેલા વહેલી પ્રક્ષાલ પૂજાઓ વગેરે થઈ

જાય અને દહેરાસરોમા ઇલેકટ્રીકોના સગવડભર્યા ભપકા થાય, એ સર્વથા અનિચ્છનીય છે

૭૨ પ્રશ્ન—કેટલાકો તરફથી શ્રીમદ્દને ગુરૂદેવ માનવમા આવે છે તે બરાબર છે?

ઉત્તર—બરાબર તો કેમ જ કહેવાય? તેમણે દીક્ષા ગ્રહણ કરેલી નહોતી તેઓ ક્ષયના આજારમા ગૃહસ્થપણે જ અવસાન પામ્યા હતા ગુરૂઓ કોણ કહેવાય છે, તે જણાવવા માટે કલિકાલસર્વજ્ઞ **શ્રી હેમચદ્રસૂરિ મહારાજે** પોતાના **યોગશાસ્ત્રના** બીજા પ્રકાશમા લખ્યુ છે કે—

"महाव्रतधरा धीरा, भैक्षमात्रोपजीविन ।
सामायिकस्था धर्मोपदेशका गुरवो मता ॥८॥"

ભાવાર્થ—'જે પચ મહાવ્રતધારી હોય, તેના પાલનમા ધીર હોય, શુદ્ધ ભીક્ષાવૃત્તિથી ભોજનાદિ મેળવતા હોય, હમેશા સાવદ્ય ત્યાગની પ્રતિજ્ઞા રૂપ સામાયિકના ઉપયોગમા રહેલા હોય અને ઉપદેશ ધમનો જ આપતા હોય,' તે **ગુરૂદેવ** કહેવાય છે'

૭૩ પ્રશ્ન—ગાધીજી જેવા શ્રીમદ્દને ગુરૂદેવ માનતા હતા, તે શું ખોટુ છે?

—હા, તે ખોટ઼ છે શ્રી મોહનદાસ કરમચદ ગાધીજીએ પોતે જ તેનો ઈન્કાર કર્યો છે 'શ્રીમદ્ રાજ્ચદ્ર' (ત્રીજી આવૃત્તિ) નામના પુસ્તકમા તેમણે પોતાની સહીથી 'પ્રાસ્તાવિક બે બોલ' લખેલા છે, તેમા વાચો—તેમના શબ્દો આ રહ્યા—

"**એમ છતા મે એમને મારા ધર્મગુરૂ નથી માન્યા**" (શ્રી રા ત્રૃ આ પૃ ૩)

૭૪ પ્રશ્ન—પ્રભુને ઓળખાવે તે પ્રભુ કરતા પણ મોટો ઉપકારી ગણાય ને ?

ઉત્તર—ના પ્રભુના વચનોથી પ્રભુને ઓળખાવી શકાય છે આત્માનુ, કર્મનુ અને મોક્ષમાર્ગનુ જ્ઞાન પણ તેમના વચનોથી જ યથાર્થ આપી શકાય છે મોટા ઉપકારી તો પ્રભુ શ્રી અરિહત ભગવાન જ છે બીજાઓ તો માત્ર તેનો અનુવાદ જ કરનારા છે તેઓ તેમના વચનોનો ઉપદેશ આપી ઉપકારકર્તા ભલે બને તથાપિ તેમને અનુક્રમે શ્રી અરિહત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ મહારાજ કરતા મોટા ઉપકારી તો ન જ માની શકાય

૭૫ પ્રશ્ન—પ્રભુએ દયા, દાન ફરમાવ્યા છે, તે અપાત્રને કરવાથી પાપ લાગે-એમ કેટલાકોનુ કહેવુ છે, તે બરાબર છે ?

ઉત્તર—બરાબર નથી પ્રભુએ વર્ષિદાનો આપ્યા છે ભગવાન શ્રી મહાવીરદેવે ગોશાળાને શ્રી પાર્શ્વનાથ પ્રભુએ સપને, શ્રી નેમિનાથ પ્રભુએ પશુઓને અને શ્રી શાતિનાથ ભગવાનના જીવે પારેવાને બચાવ્યા પણ છે પાત્રમા ભક્તિથી અને અપાત્રમા અનુકપાથી દયા-દાન આચરવાની પ્રભુની આજ્ઞા છે તેને લોપવા તે પ્રભુની આજ્ઞા લોપવા બરોબર છે

૭૬ પ્રશ્ન—બિલાડીથી ઉદર બચાવતા, બિલાડીને અતરાય કરી દુખ ઉપજાવ્યુ ન કહેવાય ?

ઉત્તર—ના રોગીને દવાના કારણે ભૂખ્યો રાખવામા જેમ વૈદ્ય વગેરેને અતરાય કર્યાનો કે દુખ ઉપજાવ્યાનો

ગુન્હો લાગતો નથી, તેમ એક હિંસક પ્રાણીને બીજા પ્રાણીની હિંસા કરતો અટકાવવામા અતરાય કે ઉ ખો પાર્જનનો દોષ લાગતો નથી બચાવવાની ભાવનામા તો તે બન્ને પ્રત્યે શુભ તત્ત્વ જ સમાયેલુ છે

૭૭ પ્રશ્ન—અપાત્ર કોણ કહેવાય છે અને પાત્ર કોને કહેવાય છે ?

ઉત્તર—જ્ઞાનગ્રહણ અને ક્રિયાપાલનની દષ્ટિએ શ્રદ્ધા તથા પાપત્યાગના પચ્ચખ્ખાણ વિનાનો અપાત્ર અને તેની શ્રદ્ધા તથા પાપત્યાગના પચ્ચખ્ખાણવાળો પાત્ર કહેવાય છે

૭૮ પ્રશ્ન—અણુવ્રતી સઘના સ્થાપક કોણ છે ?

ઉત્તર—અણુવ્રતી અને મહાવ્રતી સઘના પણ સ્થાપક ખુદ શ્રી જિનેશ્વર ભગવાન છે

૭૯ પ્રશ્ન—સમ્યક્ત્વ વિના અણુવ્રતી સઘ હોઇ શકે ?

ઉત્તર—ના, ન જ હોઈ શકે

૮૦ પ્રશ્ન—આજે દયા-દાનનો લોપ કરનારા કેટલાકો અણુવ્રત આદોલન ચલાવે છે, તે માનવા યોગ્ય છે કે ?

ઉત્તર—ના બીલકુલ નહિ, કારણ કે-એ એમની પોતાની રીતનો લોકોને પોતાના પથમા ખેચવા માટેનો નવીન ઢબનો એક છલ માત્ર છે

૮૧ પ્રશ્ન—શ્રીયુત ગાધીજીની અહિંસાને જન ધર્મની અહિંસા તરીકે માની શકાય ?

ઉત્તર—ના, કારણ કે-તેમની અહિંસા માત્ર અમુક મનુષ્યોના ભૌતિક સુખો માટેની છે, જ્યારે જૈન ધર્મની અહિંસા જગતના પ્રાણી માત્રના રક્ષણપૂર્વક આત્મીય મોક્ષ મેળવવા માટે ત્યાગ અને તપશ્ચર્યાની છે

૮૨ પ્રશ્ન—માણસને જે સુઝે તે સત્ય ગણાય કે સત્ય હોય તે સત્ય ગણાય ?

ઉત્તર—વાસ્તવિક જે સત્ય હોય તે જ સત્ય ગણાય

૮૩ પ્રશ્ન—સત્ય એ જ પરમેશ્વર છે કે પરમેશ્વર કોઈ જુદુ તત્વ છે ?

ઉત્તર—પરમેશ્વર એ સિદ્ધબુદ્ધ થયેલા સ્વતન્ત્ર તત્વ છે અને સત્ય તો પરમેશ્વરે બતાવેલુ વસ્તુનુ સ્વરૂપ છે

૮૪ પ્રશ્ન—એક માણસ જિનોક્ત ક્રિયાકાંડ બરાબર કરે છે, પણ તેમાં શ્રદ્ધા કે જિનોક્ત આજ્ઞાનુસાર વિચાર ધરાવતો નથી, બ કે વિરૂદ્ધ વિચારો ધરાવે છે, તો તે પસદ કરવા યોગ્ય છે કે નહિ ?

ઉત્તર—ના એવો માણસ પ્રાય ક્રિયા કરનારો હોય જ નહિ એમ છતા જો કોઈ તેમ કરતો હોય તો તે દભથી કરનારો હોવો જોઇએ દભથી ક્રિયા કરનાર માટે પૂ ઉપાધ્યાયજી **શ્રી યશોવિજયજી મહારાજ 'અધ્યાત્મસાર'** પૃ ૧૬/૨ મા સાફ સાફ શબ્દોમા શીખામણ આપે છે કે—

"दम्भेन व्रतमास्थाय यो वाञ्छति परं पदम् ।
लोहनावं समारुह्य सोऽब्धेः पारं यियासति ॥५६॥"

ભાવાર્થ—'દંભથી વ્રત ધારણ કરીને જે મોક્ષે જવા ઈચ્છે છે, તે લોઢાના નાવમા બેસીને સમુદ્રની સામી પાર જવા ઈચ્છે છે' મતલબ કે-જેમ લોહનાવથી સમુદ્ર ન તરાય, તેમ દંભક્રિયાથી સંસારસાગર પણ ન જ તરાય

અજ્ઞાનતાથી જો કદાચ એ ક્રિયા કરનારો હોય, તો તેણે કદાગ્રહી નહિ બનતા ગુરૂગમથી પોતાના વિચારો સુધારી શ્રદ્ધાપૂર્વક ક્રિયા કરનારા બનવું હિતાવહ છે

૮૫ પ્રશ્ન—એક માણસ શ્રી જિનોક્ત ક્રિયાકાંડ બરાબર કરી શકતો નથી, પણ શ્રદ્ધા અને વિચારો આજ્ઞાનુસાર ધરાવે છે, વિરૂદ્ધ વિચારોનો સામનો પણ કરે છે, તો તે પસંદ કરવા યોગ્ય છે ?

ઉત્તર—હા પરન્તુ આવા માણસે ક્રિયાકાંડમા જો પ્રમાદ થતો હોય, તો તે ટાળવા કમ્મર કસવી અને શક્તિ હોય તો તે ન ગોપવવી, એ વધુ હિતાવહ છે

૮૬ પ્રશ્ન—એક માણસ પોતાની રીતિએ પ્રાર્થના કરે છે, ધ્યાન કરે છે, અહિંસા વગેરે પાળે છે અને ઉપદેશ પણ કરે છે, તો તે પ્રમાણભૂત ગણાય કે નહિ ?

ઉત્તર—ના જે કાંઈ કરાય તે શાસ્ત્રોક્ત વિધિ અનુસાર હોવું જોઈએ, તદનુસાર જે ન હોય તે પ્રમાણભૂત ગણાય નહિ

૮૭ પ્રશ્ન—'અવિધિનો ભય રાખીને કાઇ કરવું જ નહિ'–એ બરાબર છે ?

ઉત્તર—'અવિધિનો ભય રાખીને કાઈ કરવું જ નહિ' એ બરાબર નથી જૂ વગેરેના ભયથી જેમ કપડા વગેરેનો ત્યાગ કરાતો નથી, તેમ અવિધિ આદિનો ભય રાખીને શુભ ક્રિયાઓ વગેરે પણ મૂકી દેવાય નહિ, પરન્તુ વિધિનો ખપ રાખીને જ્યા માલુમ પડે ત્યા અવિધિ છોડતા જવું છતા જો અવિધિ થઈ જાય તો તેનો મનમા પશ્ચાત્તાપ કરવો અને પાપભિરૂતા રાખી કરતા જવુ, એ બરાબર આરાધકપણાનુ લક્ષણ છે

૮૮ પ્રશ્ન—વેપારીની જેમ ગુરૂઓ પણ જો જુદુ જુદુ કહેનારા હોય, તો વિધિ-અવિધિનો નિર્ણય શી રીતિએ કરવો ?

ઉત્તર—ખપી ગ્રાહક જોઈતા માલનો જેમ અભ્યાસી બને છે, બધી બજારોમા રીતસર તપાસ કરે છે, ખાસ અનુભવીઓની સલાહ લે છે અને બુદ્ધિથી વિચાર કરે છે, તેમ આમા પણ તમારે એવા અભ્યાસી બનવું જોઈએ આમ કરવાથી વિધિ-અવિધિનો નિર્ણય આ કાળમા પણ તમોને થઈ શકશે, એ લગભગ નિ સદેહ છે

૮૯ પ્રશ્ન—જ્ઞાનદ્રવ્યનો વ્યવહારિક કેળવણીમા ઉપયોગ થઈ શકે ખરો ?

ઉત્તર—ના તેનો ઉપયોગ આગમો લખાવવામા સાધુ-સાધ્વીને ભણાવવામા, આગમોનુ પ્રકાશન કરવામા અને

સઘના જ્ઞાનભડારે માટે સારા પુસ્તકે લેવામા થઈ શકે, પરન્તુ સસારની વ્યવહારિક કેળવણી વગેરેમા, સ્કુલ-કૉલેજોમા, છોકરાઓને ફી, સ્કૉલરશીપે કે ચોપડીઓ અપાવવા કરવામા જ્ઞાનદ્રવ્યને ઉપયોગ થઈ શકે નહિ

**૯૦ પ્રશ્ન**—ઉપધાનની માળા, સુપન, ઘોડીયા-પારણા, આરતી, પૂજા વગેરે દેવદ્રવ્યને ઉપયોગ કેળવણીમા સીઝાતા સાધર્મિકોદ્ધારમા કે પુસ્તક લખાવવા કિવા છપાવવામા કરી શકાય ?

**ઉત્તર**—ના દેવદ્રવ્યને ઉપયોગ સ્થાનિક અથવા અસ્થાનિક જિર્ણોદ્ધાર વગેરે આવશ્યક્તા અનુસાર શ્રી જિન અને જિન મદિરને લગતા વિષયમા જ યથાયોગ્ય કરી શકાય તે સિવાય કેળવણીમા-સીઝાતા સાધર્મિકોદ્ધારમા કે પુસ્તક લખાવવા કિવા છપાવવા કરવામા દેવદ્રવ્યને ઉપયોગ કરી શકાય નહિ

**૯૧ પ્રશ્ન**—આજકાલ સઘોને સાધારણના ખાડા પડે છે, તેને પહોચી વળવા માટે દેવદ્રવ્યને સાધારણમા ફેરવી શકાય કે નહિ ?

**ઉત્તર**—ના, ન ફેરવી શકાય કોઇ ભોગભુખ્યો મનુષ્ય પોતાની માને બૈરીનુ નામ આપી ભોગવવા ઇચ્છે તેના જેવુ એ મહા પાપકાય છે સાધારણના ખર્ચાઓ માટે જો વહીવટદારે અને સ્થાનિક સઘો ચોગ્ય ધ્યાન આપે અને સાધારણ ઉપજની બીજી ઘટિત યોજનાઓ યોજે, અથવા ન પહોચી શકાતા ખર્ચાઓ કરવા બધ કરી દે, તો

સાધારણના ખર્ચાઓના નામે દેવદ્રવ્યને અભડાવવાની કિંવા એની આવકોને ફેરવવાની કે એના ઉપર અઘટિત બોજો નાખવાની કશી જ જરૂર રહે નહિ

૯૨ પ્રશ્ન—બોલી બોલનારની ઈચ્છાનુસાર દ્રવ્યનો વિનિયોગ કરી શકાય કે નહિ ?

ઉત્તર—ના બોલી બોલવી કે ન બોલવી તે માટે બોલનાર સ્વતંત્ર છે, પરન્તુ તેના વિનિયોગ માટે એ કે અન્ય કોઈ પણ સ્વતંત્ર નથી એ તો જે ખાતે બોલી જતી હોય, તે ખાતે જ જઈ શકે એમા કોઈની ઇચ્છા કે જરૂરીયાત પ્રધાન બની શકતી નથી શાસ્ત્રની વિધિ જ કેવલ પ્રધાન છે

૯૩ પ્રશ્ન—અહોભાગ્ય કે-સાધુ મહારાજા અહર્નિશ ધર્મકરણી કરી શકે છે ગૃહસ્થથી તે હમેશા ન થાય તો શું કરવું જોઈએ ?

ઉત્તર—જ્ઞાનીઓએ જણાવેલા વ્રત-નિયમ-તપ-જપ-બ્રહ્મચર્યાદિ ગુણો તથા ક્રિયા, અનુષ્ઠાન પર્વદિવસોએ તો અવશ્ય કરવા જોઈએ

૯૪ પ્રશ્ન—પર્વદિવસે ખાસ અને વિશેષ કરવાનો હેતુ શો ?

ઉત્તર—પર્વદિવસે જીવને પ્રાય પરભવના આયુષ્ય કર્મનો બધ થવાનો સભવ હોઈ, એ દિવસે શુભાનુષ્ઠાનમા જ આત્માને પરોવી દીધો હોય તો અશુભ આયુષ્યબધાદિ ન થાય, એ ખાસ અને અવિશેષ કરવામા હેતુ છે

૯૫ પ્રશ્ન—પર્વ કોને કહેવાય ?

ઉત્તર—બીજ, પાચમ, આઠમ, અગીયારસ, ચૌદશ, પખ્ખી અને ચોમાસીની ચૌદશ, પૂર્ણિમા, અમાવાસ્યા, સવત્સરીની ભાદરવા શુદ ૪, અઠ્ઠાહીઓ તથા કલ્યાણક તિથિઓ પર્વ કહેવાય છે

૯૬ પ્રશ્ન—અષ્ટમી ચતુર્દશી અને અમાસ શુ ચતુષ્પર્વી જ કહેવાય છે ?

ઉત્તર—ના નામની અપેક્ષાએ તે ચતુષ્પર્વી કહેવાય, માસની અપેક્ષાએ તે ષટ્પર્વી કહેવાય અને પક્ષની અપેક્ષાએ તે ત્રિપર્વી પણ કહેવાય છે એનુ પ્રમાણ શ્રી **શ્રાદ્ધવિધિ** પૃ ૧૫૨/૧ મા નીચે પ્રમાણે છે—

" अट्ठमी चाउद्दसि पुण्णिमा य तहमावसा हवइ पर्व्व !
मासंमि प व्वछक्कं, तिन्नि अ पव्वाइं पक्खंमि ॥ १ ॥ "

ભાવાર્થ—'આઠમ, ચૌદશ પુનમ તથા અમાવાસ્યા એ પર્વતિથિઓ છે તે એક મહિનામા છ અને પક્ષમા ત્રણ આવે છે'

નામની અપેક્ષાએ બે આઠમ અને બે ચૌદશને પણ ચતુષ્પર્વી તરીકે ઓળખાવાય છે આ રીતિએ આપેક્ષિક બનતી ચતુષ્પર્વ્યાદિ સજ્ઞાઓમા પણ જેઓ દ્વેષબુદ્ધિથી કદાગ્રહ કરે છે, તેઓ જૈન શાસ્ત્રના સાચા રહસ્યથી તદ્દન અનભિજ્ઞ માલુમ પડે છે કલ્યાણક તિથિઓ પણ **પર્વ** જ છે અને તેની આરાધના પણ પર્વતિથિની જેમ જ કરવાનુ પ્રમાણ પણ એમા મૌજુદ છે

૯૭ પ્રશ્ન—વ્રત, નિયમ, તપ, જપ આદિમા ઉગતી-એટલે પચ્ચખ્ખાણ વખતની તિથિ પ્રમાણ મનાય કે અસ્ત-એટલે સાજના પ્રતિક્રમણ વખતની તિથિ પ્રમાણ મનાય ?

ઉત્તર—આ શ્રી રત્નશેખરસૂરિકૃત શ્રાદ્ધવિધિમા ફરમાવ્યુ છે કે—

"तिथिश्च प्रात प्रत्याख्यानवेलाया या स्यात् सा प्रमाण, सूर्योदयानुसारेणैव लोकेऽपि व्यवहारात्"।

ભાવાર્થ—'સવારે પચ્ચખ્ખાણ વખતે જે તિથિ હોય તે પ્રમાણ મનાવી, કારણ કે-લોકમા પણ સૂર્યોદય અનુસારે જ દિવસાદિનો વ્યવહાર છે'

૯૮ પ્રશ્ન—આથી માલુમ પડે છે કે-શ્રી [illegible] સામાચારી અસ્ત તિથિ માનવાની નથી, [illegible] તિથિ માનવાની છે ?

ઉત્તર--હા, એમ જ છે શ્રી શ્રાદ્ધવિ[illegible] પાનામા (૧૫૨) સાફ દીવા જેવું લખ્યુ કે—

"चाउम्मासिअ वरिसे, पक्खिअपंचट्ठमीसु [illegible]
ताओ तिहिओ जासिं, उदेइ सूरा न [illegible] ॥१॥"

"पूआ पच्चक्खाणं, पडिकमणं तह य [illegible] ।
जीए उदेइ सूरो, तीइ तिहीए उ [illegible] ॥२॥"

"उदयंमि जा तिहि, सा पमाण[illegible]
आणाभगणवत्था मिच्छत्तविराहणं [illegible] ॥३॥"

"पाराशरस्मृत्यादावपि—
"आदित्योदयवेलाया, या स्तोकापि तिथिर्भवेत् ।
सा सम्पूर्णेति म तव्या प्रभूता नोदय विना ॥४॥"

ભાવાર્થ—'ચોમાસી, સવત્સરી, પખ્ખી, પચમી, અષ્ટમી આદિ પર્વિઓમા તે તિથિઓ પ્રમાણ માનવી, કે જેમા સૂર્યોદય હોય જે તિથિના સૂર્યોદય હોય તે તિથિના પૂજા, પચ્ચખ્ખાણ, પ્રતિક્રમણ તથા નિયમ ગ્રહણ કરવા ઉદયમા જે તિથિ હોય તે પ્રમાણ કરવી, તે છોડીને અન્ય કરો, તો આજ્ઞાભગ, અનવસ્થા, મિથ્યાત્વ અને વિરાધના દોષો લાગે પારાશરસ્મૃત્યાદિમા પણ કહેલુ છે કે-'સૂર્યોદય વખતે જે થોડી પણ તિથિ હોય તે સપૂર્ણ તરીકે માનવી, પણ ઉદય વિનાની ઘણી હોય તે નહિ માનવી'

૯૯ પ્રશ્ન—ઉદયાત તિથિ માનવી એટલે શું ?

ઉત્તર—ટીપણામા બેસતા રવિવારાદિના ખાના સાથે જે તિથિ મૂકેલી હોય તે

૧૦૦ પ્રશ્ન—જૈનસમાજમા ભીતીયા પચાગ હાલમા નીકળે છે, તે શાના ઉપરથી ?

ઉત્તર—શ્રી તપગચ્છ સામાચારી માનનારા તો શ્રી જોધપુરી ચડાશુચડુ પચાગ ઉપરથી કાઢે છે

૧૦૧ પ્રશ્ન—મૂળ પચાગમા અષ્ટમ્યાદિ પર્વતિથિઓની પણ ક્ષય-વૃદ્ધિ આવે છે કે નહિ અને જે તિથિની ક્ષય-વૃદ્ધિ આવની હોય, તે ભીતીયા પચાગોમા દેખાડવી જોઇએ કે નહિ ?

ઉત્તર—ખરી વાત એ છે કે-અષ્ટમ્યાદિ તિથિઓની પણ ક્ષય-વૃદ્ધિ મૂલ પચાગમા આવે જ છે અને તે પ્રમાણે ભીતીયા પચાગોમા તે પણ દેખાડવી જોઇએ તથા તેની આરાધના માટેની શાસ્ત્રીય સમજણ આપની જોઇએ પરન્તુ કેટલાકો તેમા કલ્પિત ફેરફાર કરી નાખે છે, તેથી તેઓ મૃષાવાદ સેવે છે આથી તેઓને મૂલ પચાગનુ નામ પણ છૂપાવવું પડે છે

૧૦૨ પ્રશ્ન—તિથિની ક્ષય-વૃદ્ધિ એટલે શુ ?

ઉત્તર—તિથિનો ક્ષય એટલે સૂર્યોદય વખતે સુદ્દલ ન હોવુ તે અને વૃદ્ધિ એટલે બે દિવસ સૂર્યોદય વખતે હોવું તે

૧૦૩ પ્રશ્ન—ત્યારે એની આરાધના માટેનો સિદ્ધાન્ત શો સમજવો ?

ઉત્તર—એ માટે પણ શ્રી **શ્રાદ્ધવિધિ** પૃ ૧૫૨/૨મા ફરમાવ્યુ છે કે—

"उमास्वातिवच प्रघोपश्चैवं श्रुयते—

"क्षये पूर्वा तिथि कार्या, वृद्धौ कार्या तथोत्तरा ।
श्रीवीरज्ञान(नाथ)निर्वाणं, कार्यं लोकानुगैरिह ॥१॥"

એ જ વસ્તુ **શ્રી તત્ત્વતરંગિણી** પૃ ૩ મા પણ આ પ્રમાણે પ્રતિપાદન કરવામા આવી છે-

'यदुक्त—

"क्षये पूर्वा तिथिर्ग्राह्या, वृद्धौ ग्राह्या तथोत्तरा ।
श्रीमद्वीरस्य निर्वाणं, ज्ञेयं लोकानुसारत ॥ १ ॥"

**ભાવાર્થ**—' કહ્યુ છે ( શ્રી ઉમાસ્વાતિ મહારાજના વચનપ્રઘોષમા ) કે-' ક્ષય હોય ત્યારે પોતાની પૂર્વ ઉદય તિથિ ગ્રહણ કરવી અને વૃદ્ધિ હોય ત્યારે ઉત્તર-પોતાની બીજી ઉદયતિથિ ગ્રહણ કરવી શ્રી વીર ભગવાનનું નિર્વાણ લોકના (દીવાળી) અનુસારે જાણવું '

**૧૦૪ પ્રશ્ન**—તો પછી તિથિઓની ફેરફારી કરવાની જરૂર ઉભી થાય છે કે નહિ ?

**ઉત્તર**—ના જો તિથિઓની ફેરફારી-એટલે જે તિથિઓની ક્ષય-વૃદ્ધિ હોય, તેને બદલે અન્યાન્ય તિથિઓની કલ્પિત ક્ષય-વૃદ્ધિ કરી નાખશો, તો વચમા ક્ષય-વૃદ્ધિ વિનાની ઉદયતિથિઓની ફેરફારી થતા પર્વિઓની ઉથલ પાથલ થઈ જશે અને તેથી પર્વની આરાધના અપર્વે કરાશે તથા અપર્વની આરાધના પર્વદિવસે કરાશે એમ કરવાથી આજ્ઞાભગાદિ દોષો લાગશે

**૧૦૫ પ્રશ્ન**—જો ફેરફાર ન કરીએ, તો એક દિવસે ભેગી થયેલી બે તિથિઓમા ' વ્યપદેશ '-નામ કોનુ દઈ શકાશે ?

**ઉત્તર**—લૌકિક વ્યવહારમા ઉદયતિથિનુ નામ દેવાશે અને આરાધનામા જે પ્રધાન તિથિ હશે તેનુ નામ દેવાશે

**શ્રી તત્ત્વતરગિણીકાર** પણ આ વાતનુ સમર્થન કરતા, પોતાની તત્ત્વતરગિણી પૃ ૩ મા લખે છે કે-

" अह जइ कह वि न लब्भंति, ताओ सुरुग्गमेण जुत्ताओ। ता अवरविद्ध अवरा वि, हुज्ज न हु पुव्व तव्विद्धा ॥१॥ '

ભાવાર્થ—' આરાધ્ય તિથિઓ જો કદાપિ સૂર્યોદય યુક્ત ન મળે, તો ક્ષીણતિથિયુક્ત પૂર્વની તિથિ હોવી તે પૂર્વતિથિ કેવલ પોતાના જ નામવાળી રહે એમ નહિ, પણ ક્ષીણતિથિની સંજ્ઞાવાળી પણ બને છે '

જેમ કે-ચૌદશના ક્ષયે તેરશ ચૌદશ ભેગી હોય, ત્યારે ગૌણ-મુખ્ય ભેદથી લૌકિક કાર્યોમા તેરસ અને આરાધના કાર્યમા ચૌદશ, એમ બ ને તિથિનો વ્યપદેશ થાય તેવો ખુલાસો 'गौणमुख्यभेदात्' ઈત્યાદિ અક્ષરોમા ગ્રન્થકારે જણાવેલો પણ છે

તિથિ-આરાધનાવાદના કટ્ટર વિરોધી શ્રીમાન્ સાગરાનન્દસૂરિજીએ પણ હવે ' સિદ્ધચક્ર ' વર્ષ ૯, અક ૧૩-૧૪, પૃ ૨૪૧ મા 'अपरा वि' પદના પ્રશ્નોત્તરમા એ જ વસ્તુની સ્પષ્ટ કબૂલાત કરતા લખ્યુ છે કે—

" પર્વાનુષ્ઠાન તરીકે ગણાય તેવા કાર્યોમા ચૌદશનો ક્ષય હોય ત્યારે તેરશનો વ્યપદેશ થાય જ નહિ પર્વ કાર્યથી ઇતર કાર્યમા તેરસ ગણવામા આવે "

૧૦૬ પ્રશ્ન—એક જ દિવસે ભેગી થયેલી બન્ને જ્યારે પર્વતિથિઓ હોય, ત્યારે તેના તપ વગેરેનુ શી રીતિએ કરાય ?

ઉત્તર—તે આગળ-પાછળનો દિવસ લઈને કરી શકાય છે તેનો ખુલાસો પણ શ્રી તત્ત્વતરગિણી પૃ ૯ મા આ પ્રમાણે કર્યો છે—

"पूर्णिमापाते चातुर्मासिकषष्ठतपोऽभिग्रही अपरदिन मादायैव तप पूरक ।"

ભાવાર્થ—'પુનમના ક્ષયે ચોમાસી તપનો અભિગ્રહી આગળ-પાછળનો દિવસ ગ્રહણ કરીને તપનો પૂરક થાય છે'

૧૦૭ પ્રશ્ન—આ ઉપરથી તો એ પણ સમજાય છે કે-'છઠ્ઠ વગેરેના તપમા ચૌદશ-પુનમ આદિ સાથે જ લેવી જોઇએ' એવી જે માન્યતા આજે ધરાવાય છે તે તદ્દન ખોટી છે?

ઉત્તર—તમારૂ આ સમજવું તદ્દન સત્ય છે પુનમની ક્ષય-વૃદ્ધિ ન હોય, ત્યારે છઠ્ઠ તપમા ચૌદશ-પુનમ સાથે લેવી એ ઠીક છે, કિન્તુ જ્યારે પુનમની ક્ષય-વૃદ્ધિ હોય ત્યારે પણ ચૌદશ-પુનમ સાથે જ લેવી અને તે ખાતર ચૌદશ વગેરે જેવી પ્રધાન ઉદયતિથિઓ ફેરવી નાખવી, એવો મત શાસ્ત્રાનુસારી તો નથી જ

૧૦૮ પ્રશ્ન—ક્ષીણતિથિ માટે તેનો કલ્પિત ઉદય ખડો કરવાની જરૂર છે કે નથી?

ઉત્તર—બીલ્કુલ નથી ઉ શ્રી ધર્મસાગરજી પ્રવચન-પરીક્ષા પૃ ૪૧૨ મા ફરમાવે છે કે—

'त्रयोदश्या द्वयोरपि तिथ्यो समाप्तत्वेन चतुर्दश्या अपि समाप्तिसूचक स सूर्योदय सपन्न एव।'

ભાવાર્થ—'જેમ કે-ચૌદશના ક્ષયે તેરસના દિવસે તેરસ-ચૌદશ બન્ને તિથિઓની સમાપ્તિ થયેલી હોવાથી

તેરસને સૂર્યોદય ચૌદશની પણ સમાપ્તિને સૂચવનારો થયેલો જ છે

૧૦૯ પ્રશ્ન—શાસ્ત્રમા ક્ષીણતિથિ અને વૃદ્ધતિથિમા લાગુ પડી જાય તેવુ એક સાધારણ લક્ષણ શુ નહિ હોય?

ઉત્તર–છે **શ્રી તત્ત્વતરંગિણી** પૃ ૧૨ મા ઉ શ્રી ધર્મસાગરજીએ ફરમાવ્યુ છે કે—

"या तिथिर्यस्मिन्—आदित्यादिवारलक्षणदिवसे समाप्यते स एव दिवसो वारलक्षण प्रमाणमिति तत्तिथित्वेनैव स्वीकार्य ।"

ભાવાર્થ—'જે તિથિ જે રવિવારાદિ દિવસે સમાપ્ત થતી હોય, તે જ દિવસ તે તિથિ તરીકે સ્વીકારવો જોઈએ'

૧૧૦ પ્રશ્ન—આથી જૈન દૃષ્ટિએ ક્ષય-વૃદ્ધિ માનવામા કાઈ વિરોધ જણાતો નથી

ઉત્તર—બરાબર છે જેઓ શાસ્ત્રપરપરાને સમજે છે તેમનુ એ જ માનવુ છે, કેમ કે-ટિપણામા હોય તે પ્રમાણે અષ્ટમ્યાદિ તિથિનો ક્ષય કે બે આઠમ આદિ માનવામા-બોલવામા તેની આરાધનાનો ક્ષય કે વૃદ્ધિ તો માનવામા-બોલવામા આવતી નથી જ

૧૧૧ પ્રશ્ન—બે પુનમ હોય ત્યારે પહેલી પુનમ વગેરેને કેવી ગણવી?

ઉત્તર—પહેલી પુનમ વગેરેને નપુસક-ફલ્ગુ ગણવી, એટલે કે-સાદી-બોખા-અપર્વતિથિ રૂપ સમજવી **શ્રી પ્રવચનપરીક્ષા** પૃ ૪૦૮ મા સ્પષ્ટ ફરમાવ્યું છે કે-

"प्रथमा तिथिर्मासो वा स्वस्वनामाङ्कितकृत्येषु
नपुंसक इव नपुसको योग्य ।"

ભાવાર્થ—'વધેલી પહેલી તિથિ અથવા માસ પોત-પોતાના નામથી સૂચિત આરાધનાદિ કર્ત્તવ્યવિશેષોમા નપુંસકના જેવા નપુ સક જાણવા'

૧૧૨ પ્રશ્ન—એમ કહેવામા આવે છે કે-પહેલા પૂ આચાર્ય શ્રી આનદવિમલસૂરિજીએ બે પુનમને બદલે બે તેરસ કરી હતી, તે ખરૂ છે?

ઉત્તર—એ તદ્દન ગલત વાત છે જે પાનાઓ ઉપરથી એ વસ્તુ કહેવામા આવે છે, તે પાનાઓ શ્રી તપાગચ્છને અમાન્ય એવી અપ્રમાણિક પ્રક્ષિપ્ત ગાથાઓના ખીચડા રૂપ સાવ પોકળ પાનાઓ છે પૂ આ શ્રી આનદવિમલ સૂરિજીનો તો ઉલ્ટો તિથિ-વૃદ્ધિ માન્ય રાખ્યાનો પૂરાવો તેમના શબ્દોમા જ આજે મૌજુદ છે સ ૧૫૮૩ મા તેઓશ્રીએ ફરમાવેલા કેટલાક બોલોમા દશમો બોલ એવો ફરમાવ્યો છે કે—

" तथि वाधइ तिहा पग दिन विगइ न वहिरवी "

અર્થાત્—'તિથિ વધે ત્યારે એક દિવસ એટલે કે-પહેલો દિવસ મૂકીને બીજે દિવસે વિગઇ ન વહોરવી'

એ પાનાઓમા જે તિથિઓની ક્ષય-વૃદ્ધિ હોય, તેને બદલે બીજી બીજી તિથિઓની ક્ષય-વૃદ્ધિ કરી નાખવાની બાબતો પણ 'હીરીને બદલે વીરી ની જેમ ઉપજાવી કાઢેની છે

૧૧૩ પ્રશ્ન—પચાગમા આવેલી તિથિની ક્ષય-વૃદ્ધિ

એને બદલે અન્યાન્ય તિથિઓની ક્ષય-વૃદ્ધિઓ કલ્પી લેવાનુ અન્ય કોઈ ગચ્છીઓ માને છે ખરા ?

ઉત્તર—ખરતરગચ્છવાળાઓ ચૌદશના ક્ષયે પુનમ-અમાસના દિને પખ્ખી આરાધવાનુ કહે છે અને વૃદ્ધિમા પહેલી તિથિ-માસ લેવાનુ કહે છે તેઓ પણ તિથિ-માસના નામ વગેરે કશામા કલ્પિત પરાવર્તન કરતા નથી અચલ-પાયચદ આદિ ગચ્છોમા પણ અમે માનીએ છીએ ત્યા સુધી તિથિઓનુ કલ્પિત પરાવર્તન ‌ ‌ નુ નથી

૧૧૪ પ્રશ્ન—ત્યારે તપ ‌ ‌ ‌ ‌ ‌ોઓમા આવી ખોટી રૂઢી ક્યાથી પેસી ગઇ હશે ?

ઉત્તર—ક્રિયોદ્ધારક પ શ્રી સત્યવિજયજી ગણિવરના સમય સુધી તો આવી ગરબડ બીલ્કુલ હતી નહિ તે પછી શીથીલાચારીઓનુ પાછુ જોર વધતા તથા તેમનામા શાસ્ત્ર જ્ઞાન ઓછુ થઈ જતા, ઘણી અવિધિઓ અને ગરબડને જન્મ મળવા લાગ્યો તિથિ-આરાધના બાબત તેઓના મનસ્વી હુકમો છૂટતા તે સામે વિરોધો પણ થતા હર પાચ-પદર વર્ષે જાગતા એવા બખેડાઓમા અમુક અમુક જ તિથિઓ બાબતમા ભિન્ન ભિન્ન પથો પણ પડી ગયેલા તે વખતના કેટલાક અરસપરસના પત્રો વગેરે ઉપરથી તે જોઇ શકાય છે પર તુ ભાંતીયા પચાગોનો જન્મ થતા, એ ભૂલના પાયા ઉપર એથી પરન્તુ વિસ્તૃત હોવાની કહેવાતી ઇમારત ચણાઇ લાગે છે પણ એ વસ્તુ જ ખોટી હોવાના કારણે એમા પણ સમય જતા તકરારો વધવા લાગી

હવે એ ત્યારે જ મટે કે જ્યારે તિથિ ફેરફાર નહિ કર વાની તપગચ્છની મૂળ સામાચારીને સૌ કોઇ સ્વીકાર કરે

**૧૧૫ પ્રશ્ન**—પરન્તુ અત્યારે તો આ હકીકત શ્રી દેવસૂર મતના નામે ચઢાવવામા આવે છે ને ?

**ઉત્તર**—એ હકીકત પણ ખોટી છે શ્રી દેવસૂર મતના નામે ચઢાવાયેલા મતપત્રકો બનાવટી હોવાનુ માલુમ પડી ગયેલુ છે એમા પ્રમાણ તરીકે આગળ ધરવામા આવેલી ગાથાઓ અચલગચ્છની મા યતાની છે, એટલે એ મત પત્રકો કદી સત્ય પૂરવાર થઈ શકે તેમ નથી એમા બીજી બધી વાતો નરી જોડી કાઢેલી છે

**૧૧૬ પ્રશ્ન**—આપે તપા-ખરતર ભેદ પુસ્તકનુ સ પાદન કર્યું છે, પરન્તુ તેના કર્ત્તાનુ નામ નહિ હોવાથી શું તે પ્રામાણિક માની શકાય તેવું છે ?

**ઉત્તર**—હા, જરૂર કારણ કે-સત્તરમી શતાબ્દિમા થયેલા ખરતર આચાર્ય જિનચ દ્રસૂરિના ઉપદેશથી ઉપા ધ્યાય જયસોમમુનિએ એ જ બોલ સ ગ્રહનો ઉત્તર આપવાની ચેષ્ટા કરી છે અને શ્રી ગુલાબમુનિ દ્વારા તેનુ સ પાદન કરી ટિપ્પણીઓ સાથે હાલમા ખરતર મુનિ બુદ્ધિસાગર ગણિએ બહાર પાડેલ છે એટલે ગુમનામ તરીકે ઉપર્યુક્ત પુસ્તક જો અપ્રમાણિક હોત, તો ઉપર પ્રમાણે તેઓ શ્રમ લેત જ નહિ

**૧૧૭ પ્રશ્ન**—ખરતરના એ પુસ્તક સ બ ધી વાચકોને આપ કાંઈ માર્ગદર્શન કરાવશો ?

ઉત્તર—તપા-ખરતર ભેદ પુસ્તકમા અમે તો માત્ર પ્રાચીન કૃતિને ન્યાય મળે તેટલા પૂરતો જ પ્રયાસ કર્યો છે ખરતરગચ્છ કે તેમના મુનિઓ વગેરે કોઇ પણ સામે કયાય પણ ભાષાપ્રહારો વગેરે કરવાના કે પક્ષમમત્વના દોષથી અમે દૂર જ રહ્યા છીએ પરન્તુ અમને ખેદ થાય છે કે-ખરતરના પુસ્તકમા તેના મૂળ કર્ત્તાની વાત બાજુએ રાખો, પણ તેના સપાદક તેમ જ પ્રસ્તાવક વગેરે કોઈ પણ ઉપર્યુક્ત દોષથી દૂર રહી શકયા નથી તેઓએ તો થાય તેટલા અમો અને પૂર્વપુરુષો સામે જુઠ્ઠા અગત આક્ષેપો, કઠોર ભાષાપ્રહારો અને ગચ્છદ્વેષનો રોષ ઠલવાય તેટલો ઠાલવ્યો છે આજે એવાઓની સામે એવા જવાબો આપવાના કામથી દૂર જ રહેવાનુ અમે પસદ કર્યું છે, કેમ કે-એવા અશ્લીલ જવાબોમા ઉતરવાથી શાસનની કશી સેવા થતી હોય તેમ અમે માનતા નથી પરન્તુ હા, હકીકતમા વાચકોને ગેરસમજ થાય, અસત્ માર્ગે દોરાય તેવા ષટ્કલ્યાણક આદિ સબધમા તેમણે જે પોતાના મતાગ્રહથી શકમદ વિધાનો કર્યો છે, તે સર્વનો જવાબ આપવાનો અધિકાર તો હરકોઈ સત્યપ્રેમીને હરકોઇ સમયે રહેવો જ છે બાકી બન્ને પુસ્તકોની તુલના કરીને વાચકો સાચા-ખોટાનો બુદ્ધિગમ્ય ન્યાય સ્વય તોળી શકે તેમ છે તેમના એ પુસ્તકમા જણાવ્યા મુજબ, ખરતરગચ્છના આચાર્યો જો આજે સ્ત્રીઓને પ્રભુપૂજાનો નિષેધ ન જ કરતા હોય, ગૃહમદિરોમા ભગવાન શ્રી નેમિનાથ, શ્રી મલ્લિનાથ અને શ્રી મહાવીરસ્વામિજીની મૂર્તિ રાખવામા બાધ કાઢતા ન હોય, તેમની સાધ્વીઓને કનુ માનતા

હોય, વાસી રોટલી વગેરે ગ્રહણ કરવાનો નિષેધ માનતા હોય, શ્રી પચાશકજી આદિ ઉલ્લિખીત શાસ્રોના અન્ય સર્વ આધારો માન્ય રાખી, સત્યનો સ્વીકાર અને મતાગ્રહનો ત્યાગ કરવા તત્પર જ હોય, તો ખરતર અને તપા વચ્ચે વિશેષ અતર રહી શકે તેમ નથી અમે તો એ દિવસ જોવાને ખૂબ જ રાજી છીએ માટે પુન પણ અમે એ જ કહીએ છીએ કે–ગચ્છભેદના મમત્વને બાજુએ મૂકીને, જો સત્યના સમન્વયભાવથી અમારા તપા–ખરતર ભેદનો મન નપૂર્વક સ્વાધ્યાય કરશો, તો જેમ ઉપલો ફાયદો થયો છે તેમ બીજા પણ ચાલ્યા આવતા ઘણા ભેદભ્રમોની દિવાલોને દૂર કરી શકાશે

૧૧૮ પ્રશ્ન—જૈન શાસ્રોમા જન્મ–મરણાદિનુ સૂતક માનીને પ્રભુની સેવા–પૂજાદિ ધર્મકરણી ન કરાય, એવો કોઇ પાઠ છે?

ઉત્તર—શ્રી તપાગચ્છને માન્ય જૈન શાસ્રોમા એવો કોઇ પાઠ નથી બલ્કે જે કેટલાકો આજે ૪૧ વગેરે દિવસો સુધી સાધુને ગૌચરી ન વહોરાવાય, એક મોભ અને ખડકી વગેરેને સૂતક લાગે, ગ્રામાન્તર હોય ત્યા પણ લાગે, સુવાવડ કરનારીને અમુક લાગે, છોકરા માટે અમુક અને છોકરી માટે અમુક લાગે શબને અડયા હોય કે ખાંધે લીધુ હોય કે બાળ્યુ હોય ત્યારે અમુક અમુક લાગે, માટે પૂજા વગેરે કરાય નહિ, એવુ જે અત્યારે કેટલાકોમા મનાય છે અને પ્રચારાય છે, તે તમામને અપ્રમાણિક ઠરાવે તેવા શાસ્રપાઠો જરૂર છે દાખલા તરીકે શ્રી **સેનપ્રશ્નના** ચોથા ઉલ્લાસમા ફરમાવ્યુ છે કે—

"अन्मसूतके मरणसूतके च प्रतिमा पूज्यते न वेति प्रश्नोऽत्रोत्तरम् उभयत्रापि स्नानकरणानन्तर प्रतिमापूजन निषेधो ज्ञातो नास्तीति ॥ ७८ ॥'

ભાવાર્થ—' જન્મ અને મરણ સૂતકમા શ્રી જિન પ્રતિમા પૂજાય કે નહિ એ પ્રશ્ન, તેનો ઉત્તર-બન્ને પ્રકારમા સ્નાન કર્યા પછી પ્રભુપૂજાનો નિષેધ જાણ્યો નથી '

આ ઉપરથી પ્રભુપૂજા કરવામા સૂતકના કારણે કોઇ પ્રતિબધ નથી, એમ સાફ માલુમ પડે છે

સાધુ મહારાજને ગૌચરી આશ્રિન ૧ શ્રી **સેનપ્રશ્ન** ત્રીજા ઉલ્લાસમા નીચેનો પ્રશ્નોત્તર છે—

"सूतकगृहे साधव आहाराद्य यान्ति न वेति प्रश्नो ऽत्रोत्तरम्-यत्र देशे सूतकगृहे यावद्भिर्वासरैर्ब्राह्मणादयो भिक्षार्थं व्रजन्ति तत्रात्मभिरपि तथा विधेयमिति वृद्धव्य वहार ॥ २०१ ॥ '

ભાવાર્થ—'સૂતકવાળા ઘરે સાધુઓ વહોરવા જાય કે નહિ એ પ્રશ્ન, તેનો ઉત્તર-જે દેશમા સૂતકવાળા ઘરે બ્રાહ્મણાદિકો જેટલા દિવસે ભીક્ષા લેવા જાય તેટલા દિવસે તે દેશમા સાધુઓએ પણ તેમ કરવુ, એવો વૃદ્ધવ્યવહાર છે'

આ ઉપ થી જણાશે કે-સૂતકી કે બીનસૂતકીના ઘેર જયા મહિનાઓ આદિ સુધી સાધુ મહારાજને દાન આદિનો અન્તરાય કરાય છે, તે પણ તદ્દન અયોગ્ય જ છે

૧૧૯ પ્રશ્ન—' જેને ત્યા સુવાવડ હોય તેના ઘરના પાણીથી પૂજા ન સુવાવડી આદિ

શકાય નહિ, દર્શનાદિ કરી શકાય નહિ, ઇત્યાદિ સાબીત કરનારા અક્ષરો છે ?

ઉત્તર—ના આ સબધી પણ ખરતરગચ્છની માન્યતાનો પ્રતિકાર કરતો શ્રી હીરપ્રશ્નમા નીચેનો પ્રશ્નોત્તર છે–

"येषा गृहे पुत्रपुत्रीजन्म जातं भवति तद्गृहमनुजा खरतरपक्षे स्वगृहपानीयेन देवपूजा न कुर्वन्ति तद्यतिनोऽपि तद्गृहे दशदिनानि यावन्न विहरन्ति तदक्षराणि कुत्र सन्ति, आत्मपक्षे चैतदाश्रित्य को विधिरिति प्रश्नोऽत्रोत्तरम्–अत्र यद्गृहे पुत्रपुत्रीप्रसवो जातो भवति तद्गृहपानीयेन देवपूजा न शुध्यतीत्यक्षराणि शास्त्रे ज्ञातानि न सन्तीति, तथा तद्गृहे विहरणमाश्रित्य यस्मिन्देशे यो लोकव्यवहारस्तदनुसारेण यतिभि कर्त्तव्य, दशदिननिषेधस्तु शास्त्रे ज्ञातो नास्तीति ॥ १८ ॥"

ભાવાર્થ—' ખરતરગચ્છમા જેના ઘેર પુત્ર-પુત્રીનો જન્મ થાય, તેના ઘરના પાણીથી દેવપૂજા કરતા નથી તથા તેના સાધુઓ પણ દશ દિવસ સુધી તેનુ વહોરતા નથી, તો તેનો પાઠ કયા ગ્રન્થમા છે ? તથા આપણા ગચ્છમા તેને માટે શો વિધિ છે ?–એ પ્રશ્ન તેનો ઉત્તર–જેના ઘેર સુવાવડ હોય, તેના ઘરના પાણીથી દેવપૂજા ન થાય તેવા અક્ષરો શાસ્ત્રમા જાણ્યા નથી તથા તેને ઘેર વહોરવા જવા માટે જે દેશમા જેવો ચાલ હોય તે મુજબ સાધુઓએ કરવું, દશ દિવસનો નિયમ શાસ્ત્રમા જાણ્યો નથી '

હવે શ્રી સેનપ્રશ્નના બીજા ઉલ્લાસમા કડુવામતિ ગચ્છની માન્યતાનો પણ પ્રતિકાર કરતો નીચેનો પ્રશ્નોત્તર છે–

"प्रसूतापत्या स्त्री कटुमतीना मासं यावन्न सघट्टयति कस्यापि, न करोति च रन्धनमियाँ, आस्मियाना तु दिन-दशकं यावत्तत्किम् ? इति प्रश्नोऽत्रोत्तरम्-प्रसूतापत्या स्त्री सघट्टनादि दशदिनानि न करोतीति लोकरीतिस्तत्रापि देशविशेषे क्वचित्-न्यूनाधिकत्वमपि ॥ ११८ ॥"

ભાવાર્થ—કડવામતિઓની સુવાવડી સ્ત્રી એક મહિના સુધી કોઈને પણ અડતી નથી અને રાધતી પણ નથી, આપણામા દશ દિવસ સુધી એમ હોય છે, તેનું કેમ? એ પ્રશ્ન તેનો ઉત્તર—સુવાવડી સ્ત્રી દશ દિવસ સુધી સઘટ્ટનાદિક ન કરે એવી લોકરીતિ છે, તેમા પણ દેશવિશેષે કેટલેક ઠેકાણે ન્યૂનાધિકપણું પણ હોય છે '

ઉપલા તેમ જ આ બે પ્રશ્નોત્તરો વાંચી જોવાથી ખાત્રી થશે કે-ખરતર તથા કડવામતિ આદિની જે માન્યતાઓનુ જૈન શાસ્ત્રકારોએ ખડન કર્યું છે તે અને તેનાથી પણ આગે બઢેતી સૂતક સબધી તથા તે કારણે ધર્મ કરણીમા ગેરવ્યાજબી અટકાયત કરનારી વિચિત્ર મા ય-તાઓ આજે જૈન સમાજમા ચાલી પડેલી છે, તેનો સત્વર રોધ થવો ઘટે છે

૧૨૦ પ્રશ્ન—ગૃહસ્થની દિનચર્યા કેવી હોવી જોઈએ, તે પ્રકાશશો ?

ઉત્તર—પરમાર્હત શ્રી કુમારપાળ મહારાજાદિ પુણ્ય પુરૂષોની દિનચર્યાનો વિચાર કરતા જણાય છે કે-ગૃહસ્થ જીવનને પણ આદર્શ બનાવવા માટે તમારે સમયની અમૂલ્ય કિંમત સમજવી જોઈએ અને જીવનમા ખૂબ નિયમિત તથા શુદ્ધિવાળા બનવું જોઈએ

૧ સવારમા લગભગ ચાર વાગ્યે ઉઠવું ૨ પંચ પરમેષ્ઠિ નમસ્કાર મહામન્ત્રનુ સ્મરણ કરવું ૩ 'હું કોણ છુ' ઈત્યાદિ પ્રશ્નોનો વિચાર કરવો, મહાપુરૂષોને યાદ કરવા ૪ શુભ ભાવનાપૂર્વક સવારનુ પ્રતિક્રમણ અને સામાયિક કરવું ૫ સામાયિકમા શ્રી વીતરાગસ્તોત્રાદિનો સ્વાધ્યાય કરવો ૬ દહેરાસર જઈને પચ્ચખ્ખાણ પ્રકાશવું ૭ શ્રી ગુરૂમહારાજને વદન કરી પચ્ચખ્ખાણ લેવુ, કાર્ય-સેવા પૂછવી ૮ 'નવકારસી' હોય તો મુખશુદ્ધિ કરીને સ્નાનાદિ પૂવક અષ્ટપ્રકારી પ્રભુપૂજા કરવી ૯ શ્રી ગુરૂ મહારાજ પાસે વ્યાખ્યાનશ્રવણ કરવુ ૧૦ ગુરૂ મહારાજને શુદ્ધ અન્નાદિ વહેરાવવુ ૧૧ દીન-અનાથ-યાચકને દાન કરવુ ૧૨ વૃદ્ધ માતા-પિતાદિ સર્વ કુટુબીજનોની સભાળ લેવી ૧૩ સહધર્મિઓની ભક્તિ કરવા સાથે નિરીહ મને શુદ્ધ અભક્ષ્યાદિ દોષ વિનાનુ ભોજન કરવુ ૧૪ બપોરે સાડા ત્રણ-ચાર કલાક ન્યાય, નીતિ અને ધર્મથી વિરૂદ્ધ ન હોય તેવો પોતાની આજીવિકા ચલાવવામા ઉપયોગ રાખવો ૧૫ સામાયિક કરવું, અને તેમા જ્ઞાનાભ્યાસ કરવો ૧૬ ગુરૂ મહારાજને વહોરાવી સૂર્યાસ્ત પહેલા સાન કાળનુ ભોજન-પાણી પતાવી દેવુ ૧૭ દહેરાસર જવુ, પચ્ચખ્ખાણ વાળી લેવુ ૧૮ ઉપાશ્રયે ગુરૂ મહારાજા પાસે આવી, વદન કરી, કાર્ય-સેવા પૂછીને સાજનુ પ્રતિક્રમણ કરવુ ૧૯ ગુરૂની વિશ્રામણા કરવી, ધર્મગોષ્ઠિ-તત્ત્વચર્ચા કરવી કાર્ય-સેવા પૂછવી અને પશ્ચાત્ ત્રિકાલ વદના કહેવી ૨૦ ઘરે કુટુબને એકત્ર કરી ધર્મકથા સભળાવવી, ઉપદેશ આપવો

૨૧ મહાપુરૂષોને યાદ કરવા, આત્મસ્વભાવનું ચિત્વન કરવુ દીક્ષાની ભાવના જગાડવી ૨૨ ચતુ શરણાદિનો સ્વાધ્યાય કરી અબ્રહ્મ દોષ ન લાગે તેવો ઉપયોગ રાખી રાતના લગભગ દશ વાગ્યે અલ્પ નિદ્રા લેવી ૨૩ મધ્યરાત્રિએ ઉઠીને અપ્રમત્તતાથી ઉત્તમ ધ્યાનાભ્યાસ કરવો.

प्रार्थयते जम्बूविजयो या काचिच्छुद्धिर्भवेत् प्रमार्जयन्तु ता निखला कृपान्विता धीधना ।



इति श्रीतपोगच्छगगनदिनमणि—सिद्धान्तमहोदधि-जिनशासनप्रभावक— स्वर्गतसकलागमरहस्यवेदि—आचार्य भगवत्श्रीविजयदानसूरिशेखर-पट्टप्रभाकर आचार्यभगवत् श्री विजयप्रेमसूरिपट्टप्रभावक-आचार्यश्रीमद्विजयजम्बूसूरि विरचिता प्रश्नोत्तरशतविंशिकेयं परिसमाप्ता वि स २०१३ माघ शुक्लषष्ठीबुधवासरे-अहमदावाद्-अरुण सोसायटी मध्ये स्वोपदेशनिर्मापित श्रीविभ्वनंदकरवासुपूज्य विहारप्रतिष्ठापष्ठसंवत्सरी दिने मुनिरैवतविजयगणि दीक्षापञ्चविंशतिवर्षपूर्णाहूतिप्रसंगे च श्रेष्ठि रतिलाल केशवलालवसतिगृहे भद्र करोतु भद्रानाम् ।





તિથિઆરાધના-માન્યતા બાબત સત્ય વસ્તુ

શું છે, તે જાણવા માટે

પર્વતિથિ પ્રકાશ



આરાધના વિષયક તિથિસાહિત્ય દર્પણ



શ્રી કુલપાકજી સંઘયાત્રા માહાત્મ્ય



શાસનજયપતાકા



આ પુસ્તકો અવશ્ય વાંચો !



# પ્રભુ ભજન



( રાગ-ભટીયાણી, તાલ-કહેરવા )

**મન તુમ શું મીલ કર રાજી-મન૦**

તું તો સુઅને જ્ઞાનાજન છો, દર્શન કી બલિહારી-મન૦ ૧
તુમને સારા સંસારકો તારા, ઝુલત નૈયા મેરી,
મ્હેર કરી મોપે જલદી ઉદ્ધરો, નાવિક નાવ સમાવી-મન૦ ૨
મયણા લીના કમણુકી ઓપે, પાવત શુરસા ભારી,
રાય કહે કર્મે કોઢીયો આણ્યો, મયણા હર્ષ અપારી-મન૦ ૩
જબૂ ભજે પ્રભુ જીનવર તારક, ચરણ કમલકા આશી-મન૦ ૪

